श्रीगणेशायनमः श्रीसारदायनमः

ॐ

જગજ્યોતિ ભગવાનકી જે.

# શાન્તા-વિજય.

રચનાર, પ્રસિદ્ધ કરનાર,

ભટ્ટ આત્મારામ. રઘુરામ.

અમદાવાદ-યુનાઈટેડ ઓરિએન્ટલ [illegible] [illegible] [illegible]
“[illegible]” ના મેનેજર [illegible] ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૬૬. સને ૧૯૧૦.

કિંમત આઠ આના.

श्रीगणेशायनमः श्रीसारदायनमः

ॐ

જગજ્યોતિ ભગવાનકી જે.

# શાન્તા વિજય.

રચિ, પ્રસિદ્ધ કરનાર,

ભક્ત બાપાલાલ વેણીરામ.

યુનાઇટેડ કંપની પ્રેસ—અમદાવાદ.

સંવત ૧૯૬૬. સને ૧૯૧૦.

કિમ્મત આઠ આના.

શ્રી ગણેશાય નમઃ

# शान्ता विजय.

---

## સમિરમલ.

દુનિયાના પુર્વ ગોળાર્ધના, એશિઆખંડના, હિંદુસ્તાન દેશના મુંબઇ ઇલાકાના, ગુજરાત પ્રાંતની ઉત્તરે, રજપુત સંસ્થાનમાં બાંસવાડા કરીને એક સુંદીર શહેર હતું. જેને ફરતો મજબુત કોટ તથા સાત દરવાજા હતા, અને શહેરની અંદરની શોભા ઘણીજ સુંદીર હતી. દરેક વહેપારીઓનાં ચૌટાં જુદાં જુદાં અને ઉત્તમ વસ્તિથી ભરપુર હતાં. નગ્રનો રાજા ઘણોજ ઉદાર, ધરમિષ્ટ, પ્રજાહિતેચ્છુ, ભોળા દીલનો હતો, અને તેનું નામ સમિરમલ હતું. તે રાજાનાં લગ્ન અયોધ્યાના સુર્યવંશી મહારાજાધિરાજ વિરસિંહની પુત્રિ ધિરજબા વેરે થયાં હતાં, અને તે બાઇ ઘણીજ સુંદર, શિયળવ્રત ધારણ કરનારી, નિતી અને રીતીથી વર્તનારી તથા સહન શિયળતાવાળી હતી. બાઇની ઉમ્મર વીસ વરસની થઇ ત્યારે તેણીએ એક સ્વરૂપવાન બાળકને જન્મ આપ્યો.

રાજા સમિરમલ પોતાની કચેરી ભરીને બેઠો છે. ન્યાય બાબત ચરચાઇ રહી છે, પ્રધાન, સેનાધિપતી વિગેરે સભાજનો બેઠા છે; મનુસ્મૃતિના ધારા પ્રમાણે વાદી તથા પ્રતિવાદીને અદલ ન્યાય અપાય છે. આ ઉપરનો સઘળો દેખાવ બંધ કરી, એક નવોજ દેખાવ કરવાની જરૂર પડી. તુરત એક દાસી દોડતી આવી તેના મોંઢામાંથી વધામણી વધામણી એવા શબ્દો નિકળતા હતા. તેના દેખાવ ઉપરથી તે શ્વાસ ભરી દોડી આવેલી ગાભરી માલમ પડતી હતી. પ્રધાને ધિરજ આપી, શું કહેવા માગે છે તે ફરમાવ્યું. તેજ વખતે દાસીએ ઉત્તર દીધો પ્રધાનપિતા માહારાણીજી ધિરજબાએ હમણાંજ એક અલૌકિક પુત્રને જન્મ આપ્યો.

દાસીના મુખમાંથી આ છેલા શબ્દો નિકળ્યા નહીં તે પહેલાં તો, કેટલાક ભાંડ, ભવઇઆ, નાયકાઓ, ભાટ, તથા ચારણ વિગેરે, આનંદનો પોકાર કરતા સંભળાયા. રાજા સમિરમલ આ સઘળો દેખાવ જોઇ અંતઃકરણમાં અતિશય હર્ષિત થયો પણ હર્ષનું હસવું બહાર નહિ લાવતાં જરા મુખ મલકાવીને સર્વને લાયક શિરપાવ કરી વિદાય કરવા પ્રધાનને ફરમ

મહારાજા સમિરમલે પોતાના સર્વ સભાસદોને મહોત્સવ પાળી, હર્ષમાં દિવસ ગુજારવા કહી, જોશીરાજને બોલાવાનો હુકમ કર્યો. રાજા વિનોદમાં વાત કરે છે એટલામાં જાદવરાય જોશી આવી પહોંચ્યા.

રાજા—અહો જોશીરાજ આપને નમન કરૂંછું.

જોશી—રાજા તારો જય થાઓ. અને મને અત્રે શા પ્રયોજનથી બોલાવ્યો છે તે કહો.

રાજા—મહારાજ આજે બરાબર મધ્યાને રાણીએ પુત્રને જન્મ આપ્યો છે.

જોશી—અહોહો રાજા તારા ધન્ય ભાગ્ય કે આજે વસંતપંચમી જેવા શુભ દિવસે, રવીવારે, અને ચોથે ચોઘડીએ પુત્ર લાભ થયો.

રાજા—મહારાજ, આપ જેવા સુજ્ઞનો આશિર્વાદ.

જોશી—હવે મને શી આજ્ઞા છે તે કહો, કારણ કે મેં હિંદી મહાસાગરમાં આવેલા ચવંનગરના રાજા અજયસિંહની જન્મોત્રિ કરવા માંડી છે.

રાજા—બહુ સારૂ જોશીરાજ, એ રાજાની ઉમ્મર હાલ કેટલા વરસની છે?

જોશી—આ ગયા ચૈત્ર સુદ સાતમે એને વીસ વર્ષ પુરાં થઇ એકવીસમું ચાલું થયું.

રાજા—આપ કેટલાક વરસ સુધીનો હેવાલ લખી ચુકયા છો ?

જોશી—એની છત્રિસ વર્ષની ઉમ્મર થાય ત્યાં સુધીનો વરતારો મેં કર્યો છે. અને હવે આગળ ચાલે છે.

રાજા—જ્યાં સુધી આપ લખી ચુકયા છો ત્યાં સુધીમાં એની સ્થિતી કેવી છે.

જોશી—રાજન. પ્રથમથી પાંત્રીસ વર્ષ સુધી તે સુખી છે, અને છત્રિસમા વર્ષમાં તેના દેશમાં દુકાળ પડવાનો છે, હજારો જીવનો નાશ થવાનો છે, જળાશય જમિન સુકાવાની છે, અન્ન તથા પાણી વગર અસંખ્ય માણસો મરવાના છે, પણ એ સર્વેની શાંતી કોઇ પરદેશી રાજકુમારથી થવાની છે. રાજા હવે મને વિશેષ વિલંબ નહિ કરાવતાં જે કામ હોય તે કહી રજા આપવી એ સારૂં છે.

રાજા—મહારાજ આપને અત્રે એટલાજ માટે બોલાવ્યા હતા કે, રાણીએ પુત્રને જન્મ આપ્યો છે તેના જન્માક્ષર કરી, કઇ રાશી ઉપર નામ પાડવું તે કહેતા જાઓ, અને સવા મહીને તેની જન્મોત્રી કરીને લાવજો.

જોશી—રાજા, પુત્રનું નામ તોળા રાશી ઉપર પાડજે. તેની જન્મોત્રિ હું વૈશાખ સુદી ત્રિજ એટલે અક્ષય ત્રતિયાને દિવસે તૈયાર કરીને સવારના સવાનવ વાગે તારી સમક્ષ વાંચીશ. હવે હું રજા લેઉછું.

**રાજા**—બહુ સારૂ મહારાજ, પધારો.

**જોશી**—તારો જય થાઓ. ( એમ કહી જોશી વિદાય થયા. )

**રાજા**—પ્રધાનજી. કચેરી બરખાસ્ત કરો.

## રાણીવાસ.

### રાણી તથા દાસી.

રાણીએ શુદ્ધિ આવ્યા પછી થોડીવારે પુછ્યુ. દાસી પવન કેણી તરફ વાયો ?

**દાસી**—બા સાહેબ પવન આપણને અનુકુળ વાયો છે, અને તેની વધામણી હું મહારાજાની કચેરીમાં કરી હમણાં ચાલી આવુછું.

**રાણી**—દાસી, મહારાજાએ તને વધામણીમાં શુ આપ્યુ ?

**દાસી**—બા, મને સવાસો સોનાની મહોરો આપણા સુજ્ઞ પ્રધાનની પાસે અપાવી છે, અને બીજો કાંઇ સારો પોશાક આપવા મહારાજા મુખ-માંથી બોલ્યા છે, પણ હજી સુધી તે મને મળ્યો નથી.

**ધિરજબા**—મુખે બોલી આપવાનો વિલંબ કરવાનું કાંઇ કારણ ?

**દાસી**—આપવાનો ઉચ્ચાર થયો તે દર્મિયાનમાં કેટલાક, ભાટ, ચા-રણો વિગેરે આનંદનો પોકાર કરતા આવી ઉભા, અને તેમનાં કવિત કુંડળીઆ તથા ત્રોટક છંદોથી આખી સભા ગાજી રહી, તે વખતે વગર બોલે ચાલે હું પાછી ફરી.

**ધિરજબા**—દાસી, તે ઘણું સારૂ કર્યું; તને જે યોગ્ય હશે તે હું આ-પીશ, પણ રાજાજી હજી આણી તરફ આવ્યા નથી ?

**દાસી**—બાઇ સાહેબ, તેઓ આવ્યા નથી પણ આવવાની તૈયારીમાં હશે. અરે હશે શું. એ આવતા જણાય છે.

**રાણી**—( રાજાને પડદે રહી નમસ્કાર કરે છે ) મારૂ શરીર સુખમાં છે, અને આપનો પુત્ર નિદ્રાવશ થયો છે.

**રાજા**—બહુ સારૂ, શ્રી જગદીશ્વરની કૃપાથી સર્વે સારા વાનાંજ હશે.

**રાણી**—સ્વામિનાથ, પુત્રના જન્માક્ષર વિગેરે કરવાનો બંદોબસ્ત કરજો.

**રાજા**—વહાલી, તેનું મને કાંઇ કહેવું પડે તેમ નથી, મેં આપણા જાદવરાય જોશીને બોલાવ્યા હતા, અને તેમને જન્મોત્રિ કરવા કહ્યું છે, હવે હું રજા લેઉછું.

**રાણી**—બહુ સારૂ, દાસી હવે મને શ્રમ બહુ થયો છે માટે જરા આરામ કરવા દે, અને કોઇ બોલાવે નહિ તે પ્રમાણે તપાસ રાખતી થોડીવાર બેસ.

**દાસી**—ઠીક, આપ નિશ્ચિન્ત રહો, હું કાંઇ ગડબડાટ થવા દેઇશ નહિ.

---

## અક્ષય ત્રતિયાનો દિવસ; વિલાસ ભુવન.

### રાજા, રાણી તથા જોશીરાજ.

**રાજા**—પ્રિયા આજે દિવસ માંગલિક લાગે છે, તને પુત્ર ઓછંગમાં લેઇ બેઠેલી જોઉંછું, તેથી હર્ષ થાય છે.

**રાણી**—પ્રિયતમ સંસારમાં પુત્ર સમાન બીજું એકે સુખ નથી, અને તેમાં વળી આવો સ્વરૂપવાન એજ ઇશ્વરની કૃપા.

**રાજા**—એકે સ્વરૂપજ જોઇને રીઝવાનું નથી, સ્વરૂપથીજ મનુષ્ય માન પામતા નથી. પુરૂષનું પુરૂષાતન તેતો ઉત્તમ ગુણથીજ જણાય.

**રાણી**—રૂપ તો નજરે જોઇ શકીએ છીએ, પણ આગળ ગુણ કેવા ધારણ કરશે, તેનું અનુમાન આપણાથી થઇ શકે ?

**રાજા**—કેટલાક ગુણનો આધાર જન્મ કુંડળીમાં પડેલા ગ્રહ ઉપર છે.

**રાણી**—ત્યારે તે જોશીરાજને પુછવાથી માલમ પડશે, માટે તેડાવો.

**રાજા**—આજેજ જોશીરાજ જન્મોત્રિ તૈયાર કરી લાવવાના હતા અને તેમનો નિર્માણ કરેલો વખત પણ થવા આવ્યો છે.

**રાણી**—જો મહારાજ આજેજ આવવાના હોય તો, કેમ વિલંબ થયો હશે?

**દાસી**—મા, બાહેર જોશી મહારાજ આવ્યા છે. અને મને આપની પાસે ખબર કહેવા મોકલી છે.

**રાજા**—જા એમને અહીં તેડી લાવ!

**દાસી**—જેવો હુકમ. ( જાય છે જોશીને અંદર મોકલે છે. )

**રાજા**—પધારો મહારાજ. ( નમન કરી રૂપાના બાજઠ ઉપર બેસારે છે. )

**જોશી**—રાજા, કુમારની જન્મોત્રિનું કામ કાલેજ સંપુર્ણ થયું છે.

**રાજા**—મહારાજ, તે અમને વાંચી સંભળાવા કૃપા કરો.

**જોશી**—ઠીક, રાજા તારા પુત્રનું નામ રણમલસિંહ પાડજે, એ પુત્ર ઘણો પ્રતાપિ, શુરો, વિજયી, તથા પરાક્રમિ નિવડવાનો છે, રાજા વિક્રમ જેવો પરદુઃખભંજન કહેવાશે, તેની સોળ વર્ષની ઉમરે પરદેશ નિકળવું પડશે, અને ત્યાં તેને બહુ સંકટ પડશે, બાકી સર્વ વાતે સુખી થશે.

**રાજા**—મહારાજ એની આખી જીંદગીમાં ફક્ત સોળમુંજ વરસ ભારેછે?

**જોશી**—હા. અને તેજ વરસમાં તેને લાભ પણ છે.

**રાજા**—લાભ તે ?

**જોશી**—તેનાં લગ્ન પણ તેજ વરસમાં થશે, અને બે સ્ત્રિયોનો જોગ છે. હવે હું રજા લેઉંછું

**રાજા**—બહુ સારૂ મહારાજ, હું આપને હમણાં વિદાયગિરી આપુછું.

**રાજા**—પ્રિયા, મહારાજને સો સોના મહોર તથા એક ઉત્તમ કસબી શાલ મંગાવી આપો.

**રાણી**—દાસી, આપણા પટારામાંથી ઉત્તમ કસબી શાલ તથા સો સોના મહોર લાવ!

( દાસી લાવી આપે છે, રાણી જોશીને આપી પગે લાગે છે. )

**જોશી**—ભુતળમાં ભૂદેવનું માન્ય રાખનાર રાજા તારો જય થાઓ. પણ બીજુ યાદ રાખજે કે, તારા પુત્રને જમણા પગને અંગુઠે પદ્મ છે અને તે પદ્મ ઉપર કોઇ સિંદુરનો ચાંલ્લો કરશે તો તેજ પળે તેનું મૃત્યુ થશે. હવે હું જાઉંછું.

**રાજા**—વારૂ મહારાજ જતાં જતાં ઠીક ચેતાવતા જાઓછો.

**રાણી**—સ્વામિનાથ, સર્વ સારૂ પણ મારા પુત્રનું સોળમુ વર્ષ ઘણું ભારે છે તેનું કેમ ?

**રાજા**—વિધાત્રિનો લખેલો ઇશ્વરના ઘરનો લેખ કદી મિથ્યા થતો નથી.

**રાણી**—હા, મહારાજ એતો મને પણ ખબર છે કે જગત નિયંતાએ નિર્માણ કરેલા નિયમોમાં કોઇ ફેરફાર કરી શકતું નથી. પણ મહારાજ આપણાથી બનતો પ્રયાસ કરી પુત્રના દુઃખમાં ભાગ કરવો એ આપણો ધર્મ છે.

**રાજા**—તે વખતની વાત તે વખતે છે, હાલ હું કચેરીમાં જાઉછું.

**રાણી**—સારૂ. સ્વામિનાથ. ( રાજાના ગયા પછી ) દાસી સર્વ સાહિત્ય તૈયાર કર રણમલને સ્નાન કરાવીએ.

દિવસે દિવસે પુત્રની ઉમ્મર થતી ગઇ. તેમ તેમ તેનાં બાળપણનાં ચિન જોઇ માતા હર્ષ પામી, કુંવર પાંચ વરસનો થયો ત્યારે તેને, સારા શિક્ષકની પાસે વિદ્યાભ્યાસ કરવા મુક્યો. તેની બાર વરસની ઉમ્મરે તેણે સારૂં લખતાં વાંચતાં શિખી માતાપિતાને સંતોષ પમાડ્યા. રાજાએ મહેતાજીને સારો શિરપાવ કરી, તેને સહસ્ત્રવિદ્યા શિખવવા માંડી તે કામ તેણે ત્રણ વરસમાં પરીપુર્ણ કરી, બહાદુર યોદ્ધામાં ગણાવા લાગ્યો. પુત્ર પંદર વરસનો થયો ત્યારે ધિરજબાએ રાજાને એક વખતે એકાંતમાં વિનંતી કરી. મહારાજ મારો પુત્ર પંદર વરસની ઉમરનો થયો માટે મને અને મારા પુત્રને એકાંત મહેલ રહેવા આપો તથા યોગ ખર્ચ આપો. હવે હું સંસારથી વિરકત થવા માગુછું. અને આપને ભોગ વિલાસની ઇચ્છા હોય તો બીજી સ્ત્રિ પરણો. રાજાએ પોતાના મહેલથી થોડેદુર એક સુંદિર મહેલ બંધાવી આપ્યો. પુત્ર સહિત રાણીને નવા મહેલમાં રાખી પોતે

ઉજ્જન નગરના કેસર પરમારની પુત્રિ બિંદુમતી સાથે લગ્ન કર્યો.

એક વખતે રણમલસિંહ પોતાના ઘોડા ઉપર બેસી શિકાર કરવા નિકળ્યો, શિકાર શોધતાં વગડામાં વિલંબ વધારે થયો, ત્યારે તેણે વિચાર્યું કે હું આમ એકલોજ જંગલમાં ભટકું તેના કરતાં કોઇ મિત્ર જોડે હોય તો વાતચીતનો વિસામો થાય, માટે આજે કોઇ યોગ્ય માણસની સાથે મારે મિત્રાચાર કરવો. એવું ધારી પાછો ફરતાં પોતાના બગીચા આગળ આવી પહોંચ્યો. તે વખતે તેણે દુરથી પોતાની ઉમ્મરનો છોકરો આવતો જોયો, તેના ખભા ઉપર એક શિશમનું લાકડું હતું તે આશરે સવામણ તોલનું હશે. રણમલે તેને પોતાના બાગના ઝાંપા પાસે અટકાવ્યો; અને કહ્યું કે અરે લાકડું કયાંથી લાવ્યો અને તું કોણ છું? છોકરો કહે હું જાતે સુતારછું, મારૂં નામ ગંગારામ છે, અને મારા પિતાએ મંગાવેલું લાકડું હું લેઇને જાઊંછું.

રણમલ—એ લાકડું હવે તને નહિ મળે, તે મારા ઉપયોગનું છે.

ગંગારામ—આપ રાજા છો, ગમે તેમ કહો પણ મારૂં લાકડું તમને અપાય નહિ.

રણમલ—જેનો મને ઉપયોગ તે તારે આપવુંજ જોઇએ.

ગંગારામ—આપ તો કહેશો કે તમારૂં ઘર મારે ઉપયોગનું છે માટે તમે તે મૂકીને ચાલ્યા જાઓ.

રણમલ—હા, તેમ પણ કરવું પડે, રાજાનો હુકમ ઉઠાવવો એ રૈયતનો ધર્મ છે.

ગંગારામ—ધર્મની રીતે ધર્મ? આવા ધર્મ પળાવશો તો વાંસવાડાનું રાજ વહેલું કરશો.

રણમલ—શાબાશ, ગંગારામ તારી વાકચાતુરી જોવા મેં તારી સાથે આટલી ટક્કર કરી.

ગંગારામ—મારી વાકચાતુરી આપને શું ઉપયોગી થવાની હતી?

રણમલ—ગંગારામ હું તને મારો પરમમિત્ર કરવા માગુંછું. હાલ તું મારી સાથે આ બાગમાં ચાલ.

ગંગારામ—સારૂ, ચાલો મહારાજ. (બંને બગિચામાં બેઠા.)

રણમલ—ગંગારામ તું સર્વ વાતે કુશળ છે. પણ તારામાં કોઇ એવો ચમત્કારી ગુણ હોવો જોઇએ કે જેનું તને જરા અભિમાન છે.

ગંગારામ—મારામાં તો એવો કાંઇ ગુણ નથી. પણ આપ સર્વ ગુણ સંપન્ન હશો.

**રણમલ**—મિત્ર, બત્રિશ લક્ષણ અને સોળ કળા તે મારામાં છે. અને મારા જમણા પગના અંગુઠા ઉપર પદ્મ છે ત્યાં કોઇ સિંદુરનું ટપકું કરે તો મારૂં મોત થાય. એવું મેં મારા માતાપિતાના મુખથી સાભળ્યું છે.

**ગંગારામ**—અહો આજે મારા હર્ષનો પાર રહ્યો નથી કે આવા સુરા પ્રતાપી, રાજકુમાર સાથે મારી દોસ્તી; પણ મારાં માતા પિતા અવસ્થાએ પહોંચવા આવ્યાં છે, તેમનું ઘડપણમાં પાલણપોષણ થાય તેને માટે મારે શ્રમ કરી, કાંઇ ઉપારજન કરવું જોઇએ.

**રણમલ**—તારા માતાપિતાના નિર્વાહની કે કોઇ પણ પ્રકારની તારે ચિંતા કરવી નહીં.

**ગંગારામ**—આપ યોગ્ય કહો છો. કાલથી હું તમારા પ્રસંગમાં હાજર રહીશ, અને ઇશ્વર આપણો દિનપ્રતિદિન સ્નેહ વધારે એવી તેને મારી વિનંતી છે. બાઇ હું રજા લેઊછું ?

**રણમલ**—સબુર, ઉતાવળ શી છે.

**ગંગારામ**—હાલ મેં મારા એક વડીલ પાસેથી કાષ્ટ વિમાનનું કામ શિખવા માંડયું છે ?

**રણમલ**—કાષ્ટ વિમાન તે કેવું ?

**ગંગારામ**—લાકડાનું વિમાન કરી તેની અંદર કળો ગોઠવી, પચાસ માણસને બેસારી સવા કલાકમાં સવાસો ગાઉ આકાશ માર્ગે લેઇ જાય. એવી ઉત્તમ કારીગિરીનો જાણનાર હાલ છેવટની અણીએ આવ્યો છે, અને આજ દીન સુધી તેણે પોતાનો હુન્નર કોઇને બતાવેલો નહીં પણ છેવટે મને બતાવવા તેણે મરજી જણાવવાથી, મેં તે કામ તેની રૂબરૂ વીસ દિવસથી કરવા માંડયું છે, અને તેને ફક્ત આજનોજ દિવસ બાકી છે. માટે મને સત્વર રજા આપો નહિતો એના મૃત્યુ પછી મને કોઇ બતાવી શકે તેમ નથી.

**રણમલ**—મિત્ર, સત્વર જા, તે કામમાં ફતેહ મેળવ પછી મને મળજે.

## રણમલનો મહેલ.

**રણમલ**—મિત્ર આજે દસ બાર દિવસ થયા આપણે રોજ સાથે ફરીએ છીએ, સુખ દુઃખની વાત કરીએ છીએ. પણ મને એમ થાય છે કે આપણા સ્વભાવને મળતો આપણી ઊંમરનો કોઈ ત્રિજો મિત્ર મળે તો, એથી ઘણુ ભલા.

**ગંગારામ**—જ્યારે હું મલુકરામ મહેતાની નિશાળે ભણતો હતો,

ત્યારે મારી સાથે જેકનશા નામનો એક ઝવેરીનો છોકરો હતો, તે ઘણોજ સારા સ્વભાવનો, શાંત ગુણવાળો હતો, હાલ તેની ઉમ્મર આપણી બરાબર છે. જો આપની મરજી હોય તો તેને હું તેડી લાવું.

**રણમલ**—તમારે જવાની કાંઈ જરૂર નથી આપણે સિપાઇને મોકલીએ છીએ.

**ગંગારામ**—ઠીક, સટાગલીની સામે ઝવેરી બજારમાં તેની દુકાન છે.

**રણમલ**—અરે કોઇ હાજર!

**સિપાઇ**—( સલામ કરીને ) હુકમ સરકાર.

**રણમલ**—જા, સટાગલી સામે ઝવેરી બજારમાંથી જેકનશા ઝવેરીને મારૂં નામ દેઇ બોલાવી લાવ!

**સિપાઈ**—જેવો હુકમ.

**ગંગારામ**—મિત્ર પેલો આવે જેકનશા, એના પગમાં પંજાબી જોડા, સુંદર રેશમી કોરની ધોતી, મલમલીનનું અંગરખુ, કસબી ખેસ અને પેંઠની પાઘડી એને કેવી શોભા આપે છે?

**રણમલ**—વણિકપુત્ર, વહેપારમાં પાવરધો થઇ સર્વ કામ સંભાળી લેતો હોય એવો ડોળ દેખાય છે.

**જેકનશા**—( સલામ કરીને ) ભાઇ ગંગારામ તમે અહીં ક્યાંથી?

**ગંગારામ**—થોડો વખત થયાં રાજકુમાર સાથે મારે દોસ્તી થઇ છે.

**જેકનશા**—ઘણું ઉત્તમ,જેનાં ધનભાગ્ય હોયતેને મોટાસાથે મેળાપ થાય.

**ગંગારામ**—તેવાજ ભાગ્યશાળી તમે પણ થવાના છો.

**જેકનશા**—અરે હું! નાના એતો કેમ બને, આપ તો કારીગરના પુત્ર છો, કાંઇ કાંઇ રમકડાં કરી રાજકુમારને રીઝવતા હશો.

**ગંગારામ**—ત્યારે તમે ક્યાં રીઝાવો તેવા નથી.

**જેકનશા**—તે ઠીક પણ તમારી બરોબરી થાય? હવે મને શું કામ બોલાવ્યો છે તે ફરમાવો? હીરા, માણેક, રત્ન, મોતી જોઇએ તો હું સાથેજ લેતો આવ્યો છું.

**રણમલ**—અમારે તો બોલતો ચાલતો, એક સ્થળે રહી અનેક સ્થળોમાં પ્રકાશતો હીરો જોઇએ.

**જેકનશા**—એવા હીરાતો આપ પોતેજ કે જેની કીર્તિ હાલ સારી પ્રસરી છે, અને આગળ ઉપર રાજ્યના આથીપણ સારી વ્યવસ્થા થશે, એવી રૈયતને આશા બંધાઇ છે.

**રણમલ**—અને તેવાજ તમે કે જેનો પ્રકાશ અહીં પડવાથી મેં આમંત્રણ કર્યું.

**જેકનશા**—આપ મને શું કહેવા માગોછો તે ફરમાવો.

**રણમલ**—જેવા અમે બંને મિત્ર સાથે રહી એકએકના સુખ દુઃખમાં ભાગ લેઇએ છીએ. તેવાજ તમે અમારા ત્રિજા મિત્ર થાઓ.

**જેકનશા**—આપ યોગ્ય કહોછો.પણહું આપને શુંઉપયોગીથવાનો હતો.

**રણમલ**—જેનો પળે પળે અને ક્ષણે ક્ષણે ખપ પડે તેનેજ પોતાનો ગણવો એતો કેવળ સ્વાર્થ કહેવાય. પણ આ કંદોરે કુંચી શાની લટકે છે ઘરના કારભારી તમેજ છો કે શું ?

**જેકનશા**—નાજી, ઘરના કારભારી મારાપિતા છે, પણ દુકાનનો સઘળો બોજો મારે શિર પડયો છે.

**રણમલ**—ત્યારે આ કુંચી દુકાનની હશે ?

**જેકનશા**—નાજી, દુકાનની પણ નથી. એતો દુકાનમાં એક મારી ખાનગી પેટી છે તેના છે.

**રણમલ**—ખાનગીમાં, ખાનગી જવાહિર જુદુ રહે છે ?

**જેકનશા**—મહારાજ એમાં જવાહેર નથી ભર્યું, પણ જવાહિરને એરૂપ દર્શાવે તેવાં પુસ્તકો ભર્યાં છે.

**રણમલ**—એવા ઉત્તમ પુસ્તકોને તાળુ શું ?

**જેકનશા**—મહારાજ મારૂ એક અમુલ્ય પુસ્તક ચોરીએ ગયું, કે જેનાં મેં જુજ પાના વાંચ્યા હતાં, ત્યારથી હું બરાબર બંદોબસ્ત રાખુછું.

**રણમલ**—એ પુસ્તક શાનું હતું ?

**જેકનશા**—મહારાજ, કોકશાસ્ત્ર એવું એનું નામ હતું. જેની અંદર સ્ત્રિનાં ચારત્ર તથા ચિંનોની ઝિના સારી આરોપણ કરી છે. જે જુજ ભાગ મારા વાંચવામાં આવ્યો છે તે ઉપરથી હું કોઇપણ અજાણી સ્ત્રિ મારા આગળ ઉભી કરો તેના પતીનું નામ દેઉં.

**રણમલ**—વાહ, સારો ગુણ સંપાદન કર્યો છે. જેને નજરે ન જોયો હોય તેવા પુરૂષનું નામ દેવું એ થોડી તાજુબી છે ?

**જેકનશા**—તેના પતિનું તો દેઉં, એટલુંજ નહિં પણ તે વ્યભિચારીણી હોય તો; જે જે પુરૂષોની સાથે તેને થોડો પણ પ્રસંગ પડયો હોય તો તેનાં પણ નામ દેઉં.

**રણમલ**—શાહબાશ ! તું અમારો મિત્ર થવાને લાયક છે. હું પણ બત્રિસ લક્ષણો પુરૂષછું, અને ઇશ્વરે મારૂં મૃત્યુ અગોચર રાખ્યું છે.

જેકનશા—તે કેવી રીતે?

રણમલ—મારા જમણા પગના અંગુઠામાં પદ્મ છે, તે ઉપર કોઇ સિંદુર લગાડે તોજ મારૂં મ્હોત થાય.

જેકનશા—વારૂ. હવે તમે મારા મિત્ર થઇ ચુક્યા. મિત્રાઇનો ખરો ઉભરો આવ્યા વગર કોઇ પોતાના મ્હોતની વાત કરે નહિ. હું રજા લેઉં છું. કાલે સેવામાં હાજર થઇશ.

રણમલ—અહીંતો સેવા નથી પણ ભેગા બેસી મેવાનો વાસ લેવાનો છે. કાલે વહેલા પધારજો, વાટ ન જોવી પડે.

જેકનશા—બહુ સારૂ મહારાજ.

## મિત્ર મેળાપ.

રણમલ, ગંગારામ, તથા જેકનશા એક દિવસે ઘોડેસ્વાર થઇ નગર બહાર ફરવા નિકળ્યા. ત્રણે વાતો કરતા; સરવેશ્વરનો બાગ નિહાળતા, જંગલ ફરી પાછા વળ્યા. વળતાં ભુલા પડવાથી તેઓ સ્મશાનમાં જઇ ચઢયા ત્યાં તેમણે અદભુત ચમત્કાર દીઠો.

સરોવરના કિનારા ઉપર બળેલા મડદાની રાખના ઢગલા, જંગલી જનાવરોએ ખિચી કાઢેલી ફાટેલા મડદાની ખોપરીઓ તથા હાડકાં જોઇ તેઓ અંધારાને લીધે ચમકયા, આ વખતે મધરાત્રિનો શુમાર થવા આવ્યો હતો. ત્રણે જણા ઘોડા ઉપરથી નિચે ઉતરી તળાવમાં પાણી પીવા ગયા, તે વખતે તળાવની અંદરથી કોઇ મનુષ્યનો અવાજ આવતો સંભળાયો. તારાને અજવાળે જરા નિહાળીને જોતાં પાણી ઉપર કોઇ મનુષ્યનું ડોકુ તરતું મુખે ગણુ ગણુ ગણુ અવાજ કરતું તેમણે જોયું.

રણમલ—ભાઇ આ કોણ હશે?

ગંગારામ—હું પણ એજ વિસ્મય પામુંછું કે આ કિનારે લોબાનનો ધુપ, આ કંદ મુળના કડકા, હાડકાંની ઢગલી. આ શું?

રણમલ—જેકનશા, તમારા કોઇ શાસ્ત્રમાં આમાનું કાંઇ છે?

જેકનશા—આ સઘળી મલિન વિદ્યાની ઉપાસના છે તે શાસ્ત્રોમાં હોતું નથી.

રણમલ—એ પણ ખરૂં હશે કે?

જેકનશા—તેનો મને અનુભવ નથી, પણ ઘણા વિવેકી પુરૂષોના મુખથી મેં એવું સાંભળ્યું છે કે, મલિન વિદ્યા કદી સિદ્ધ થતી નથી.

રણમલ—આ સાધનાવાળો પુરૂષ બાહેર નિકળે તો આપણે તેની સાથે વાત કરી કેટલુંક જાણીએ.

અંગારામ—કેમ જાણ્યું કે તે મનુષ્યજ છે ?

સિદ્ધ—અરે તમે કોણ છો? અહીંઆં આ વખતે કેમ આવ્યાછો, અને શંકા કરવાનું શું કારણ છે. ?

ગંગારામ—તમે કોણ છો? ભુત પ્રેત વીર, ગણ, કે વૈતાળ.

સિદ્ધ—( બાહેર આવીને ) હું એમાંનો એકે નથી પણ તમારા જેવો મનુષ્યછું.

રણમલ—આટલી રાતે અહી કેમ ?

સિદ્ધ—એક ફકિરના બતાવેલા મંત્રની અજમાએશ કરવા આવ્યોછું.

રણમલ—મંત્રજંત્ર આકાળમાં સિદ્ધ થાયછે ખરા ?

સિદ્ધ—મલિન મંત્રનો મારો પહેલો પ્રયોગ છે. પણ ઉજ્વળ મંત્ર મેં એક સાધ્ય કર્યો છે, અને તે એક મહાન જોગીનો બતાવેલો છે.

રણમલ—તે સાધ્ય કરેલા મંત્રથી તમે શું કરી શકોછો તે કૃપા કરી કહેશો.

સિદ્ધ—એ મૃત સજીવન મંત્રછે જેથી મુવું મુડદુ હું સજીવન કરી શકું છું, પણ આ વાત હજી સુધી બહાર પાડી નથી માટે આપ ગુપ્ત રાખજો.

રણમલ—અહાહા ! મિત્રો કેવી અજાયબી ખરેખર આ કોઇ મનુષ્યજ હોય તો તેની મિત્રાઇ આપણને યોગ્યછે.

જેકનશા—ભાઇ તમે ક્યાં રહોછો, તથા શી ગ્નાતીએ છો.

સિદ્ધ—હું આ પાસેના વાસવાડા ગામમાં રહુછું. જાતે મુસલમાનછું તથા મારો બાપ સેખ હુસેન રાજ્યમાં નોકરી કરેછે.

ગંગારામ—તમારૂં નામ શું તથા તમારી ઉમ્મર કેટલા વર્ષની છે.

સિદ્ધ—મારૂં નામ, ખુલખુલ છે, પણ મારો બાપ જમાદાર છે તેથી મને મશ્કરીમાં સૌ ખુલખુલ જમાદાર કહી બોલાવે છે અને મારી ઉમ્મર પંદર વરસની થઇ છે.

રણમલ—નાની ઉમ્મરમાં આ લક્ષ સારો લાગ્યો છે. ખુલખુલ જમાદાર, તમારા કામથી પરવાર્યા હો, તો અમારી સાથે ચાલો જેવા અમે ત્રણ મિત્ર છીએ તેવાજ તમે અમારા ચોથા મિત્ર થઇ ચુક્યાછો, માટે કાલથી તમારે અમારા પ્રસંગમાં રહેવું.

ખુલખુલ—હું પણ તમારી મિત્રતાથી પ્રસન્નછું. પણ હજુ સુધી મેં તમને ઓળખ્યા નથી.

**જેકનશા**—તમારી સાથે વાત કરનાર, રાજકુમાર રણુમલસિંહ છે.

**ખુલખુલ**—મહારાજા, મારી કાંઇ કસુર થઇ હોય તો માફ કરજો મેં આપને ઓળખ્યા નહોતા. પણ આપ જેવા પ્રતાપી પુરૂષને મારા જેવા અલ્પ બુદ્ધિવાળાની દોસ્તીથી શો લાભ થવાનો હતો.

**રણુમલ**—તમારી નહિ પણ તમારા ગુણની દોસ્તી કરીએ છીએ. હું કે જે સોળકળા સંપુર્ણ છું. જમણા પગને અંગુઠે પદ્મ ઉપર સિંદુર અડયા વિના મારૂં મૃત્યુ નજ થાય, તેવોજ મિત્ર ગંગારામ કે જે કાષ્ટ વિમાનથી આકાશમાં મુસાફરી કરી શકે છે, તેવોજ મિત્ર જેકનશા કે જે સ્ત્રિ ઉપરથી પુરૂષ પરખે, અને તેવાજ તમે કે મુવુ મડદું સજીવન કરી શકોછો.

**ખુલખુલ**—અતિશયોક્તી ન કરો, હું તમારી દોસ્તી ખુશીથી ચાહું છું.

**ગંગારામ**—બહુ સારૂં ફરીસે મળજો.



## ડુક્કરનું દર્શન.

ગ્રિષ્મરૂતુનો સહન ન થઇ શકે તેવો તાપ, અને મધ્યાનનો સમય, ઉદ્યમી માણસને પણ પોતાની જાળમાં ફસાવી કેલ કરાવે તો આળસુ ઉંઘે એમાં નવાઇ શી ? ઉંઘ મનુષ્યને મૃત્યુએ પહોચાડે છે. નિશાચરો સદા નિદ્રાદેવીની સાધના કર્યાંજ કરે છે, તે માહા નિદ્રાદેવીએ આપણા મહારાજા સમિરમલના બગિચાના દેવલા માળીને મધ્યાન સમએ કમરમાંથી પકડી, ઢિંચણમાંથી ઢાળી; આંખે પાટા બાંધી પછાડી તેના ઉપર સ્વારી કરી. તેજ પળે એક જંગલી વકરેલા ડુક્કરે બગિચામાં પ્રવેશ કરી ઝાડનો નાશ કરવા માંડયો. નાના અને કુમળાં ઝાડો જડ મુળથી ઉખેડી નાંખ્યા, કેટલાંક છોડવાનાં પાંખડાં ડાળાં તોડી નાંખ્યાં અને આખરે બિનાશની જમિનમાં ખાડખોદી તેમાં આસન કરી ઘુરકવા માંડયું. જરા નમતો પહોર થવાથી દેવો નિંદ્રામાંથી મુક્ત થયો, અને બગિચામાં નજર કરતાં ઘણાં ઝાડવાં જમિન ઉપર પડેલાં, શાખની ડાળીઓ તુટીને નમી પડેલી, કેટલાંક ફળ તથા ફુલના ઢગલા થએલા જોયા. અરે આ શું ? આ કામ કોણે કર્યું હશે, તપાસ કરતાં વાડીમાં ફરતાં ડુક્કરનાં દર્શન થયાં. આ ડુક્કર કાંઇ ડુક્કર જેવુંજ નહોતું. ફક્ત તેનો આકારજ ડુક્કર દર્શાવતું હતું, પણ ભવ્ય આકૃતિ અને અંગારા જેવા ધકધગતા ડોળા, દેખીને માળી ચીસ પાડી રાજા પાસે ગયો. આવી ભયંકર ખબર થતાં રાજા પોતાના પચીસ પટાવત લેઇ ઘોડેસ્વાર થઇ બગિચામાં જઇ ડુક્કરની ચારે તરફ ઘેરો ઘાલી

ઉભો, અને બોલ્યો કે, ખબરદાર ! આ જનાવર જેના ઘોડાની તળે, ઉપર, અથવા નજીક થઇને જશે તેની પાસેથીજ હું તેનું મુડદુ લેઇશ. અને તેમાં તે નિષ્ફળ જશે તો હું યોગ્ય સજા કરીશ. રાજાનું આ બોલવું સાંભળી સર્વે ગભરાયા અને પોતા ઉપર આફત ન આવે એવી ઇશ્વરની સ્તુતિ કરવા લાગ્યા. સર્વેએ મ્યાનમાંથી તલવારો ખિંચી તેજ પળે વકરેલું વરૂ, પાણીના પુરની માફક રાજાના ઘોડા નિચે થઇને ચાલ્યું ગયું. સમિરમલે સર્વેને પાછા જવા કહી પોતાનો ઘોડો તેના પાછળ દોડાવ્યો. આઠ દશ ગાઉ સુધી તેનો કેડો લીધો પણ આખરે ડુક્કર ગુમ થવાથી રાજા નિરાશ થઈ બેઠો. અને વિચાર કરવા લાગ્યો કે જે હુકમ મેં મારા પટાવતોને ફરમાવ્યો હતો તે તદન ગેરવ્યાજબી હતો. મારાથી તે કામ ન બન્યું તો મને એ પ્રમાણે સજા થવી જોઇએ. મારે માંથે કોઇ છત્ર નથી માટે એ સજાને પાત્ર હું થઇશ નહીં; પણ એમાંના કોઇથી આ કામ ન બન્યું હોત તો હું વગર વિચારે ગમે તેવી સજા કરત. માટે નોકરો ઉપર અસહ્ય બોજો નાંખનાર અને તેની કદર નહિ કરનાર રાજાઓને ધિક્કાર છે.

---

## વિનુમતીનું વહેર.

રાજાની ગેરહાજરીમાં ચારે મિત્રોએ દરબારી મેદાનમાં પોતાની ગેડીદડાની રમત શરૂ કરી. રણમલ ને જેકનશા તથા ગંગારામ ને ખુશખુશ સામાસામી બીરૂ થઇ એકએકના ઉપર દડો ફેંકી ગેડીથી પાછો મારવા લાગ્યા. આ રમત જોવાને મહારાજાની નવી રાણી વિનુમતી ઝરૂખામાં બેઠી હતી, અને પ્રસંગોપાત દાસી સાથે વાત કરતી હતી.

રાણી—દાસી, પેલો ગુલાબી ફેંટાવાળો જેના હાથમાં ચાબુક છે તે કોણ ?

દાસી—આપણા જમાદાર સેખહુસેનનો છોકરો ખુશખુશ, તેની પાસે ઉભો છે તે સુતાર ગંગારામ, રેશમના ભરેલા મોજા પગમાં છે તે જેકનશા ઝવેરી, અને કસબી મંડિલવાળા તમારા પુત્ર રણમલ.

રાણી—ચુપ ! પુત્ર કોનો ?

દાસી—બાઇસાહેબ આપણી શૈક્યનો એટલે આપનોજ કહેવાય કની ?

રાણી—ઘેલી કાંઇ પારકાં પોતાનાં થતાં હશે. એતો જાયાં એનાં. પુત ને વેલાને વળગ્યાં તે ભુત.

દાસી—બા જ્યાં સુધી તમને ઇશ્વરે સારો દિવસ દેખાડયો નથી ત્યાં સુધી તમારે તેના સામું જોઇને ઠરવાનું છે.

**રાણી**—અરે હું તો ડરી......ને હિમ થઇ ગઇછું.

**દાસી**—બા, એ પુત્રનું ભલું તાકવામાંજ તમારૂં ભલું છે.

**રાણી**—અરે હું તો એનું ભલું કરવાની તકજ ખોળ્યા કરૂંછું.

**દાસી**—બા આપણે તો વાત કરીએ છીએ એટલામાં આ દડો ક્યાંથી અહીં ?

**રાણી**—એ લોકોએ દડો નાંખ્યો હશે, આવવા દે હવે લેવા.

**ગંગારામ**—(મહેલમાં પ્રવેશ કરીને ) માજી નમન કરૂંછું. પેલો દડો આપના ઝરૂખામાં પડયો છે તે લાવો.

**રાણી**—અલ્યા તું કોણ છું અને વગર પુછે રાજાના મહેલમાં કેમ પગ દીધો ?

**ખુલખુલ**—અમે ખુદ રાજાના દોસ્ત છીએ તો રજા કોની લેવીતી.

**રાણી**—અરે તારા જેવા, તુરક, નિચ, હલકા, અને આના જેવા છોડીઆં છોલની મિત્રઇ કોઇ દિવસ રાજા કરે નહીં; અને જેણે કરી હોય તે ખુદ ક્ષત્રિનો પુત્ર ન સમજવો.

**ગંગારામ**—હવે વધારે વાત નહિ કરતાં દડો આપવો એમાં મઝાછે.

**રાણી**—નહિતો મને શું કરવાના હતા.

**ખુલખુલ**—હમસે હોયગા વો ખુદાસે બી હોનેવાલા નહિ.

**રાણી**—ચલો જાઓ નીચ ! નહિતો દરવાનની પાસે ધક્કા મરાવી કાઢીશ. ( જઇ રણમલને વાત કરે છે. )

**રણમલ**—માજી, દડો નહિ આપતાં મારા મિત્ર ઉપર ગુસો કરી ગયાં તેનું શું કારણ. ?

**રાણી**—રણમલ; રાજનની ગેરહાજરીમાં ગમે તેવાં બાનાં બદલી વારંવાર માતાના મહેલમાં પ્રવેશ કરવો એ સુપાત્રનાં લક્ષણ નથી.

**રણમલ**—માજી મેં આજ શિવાય તમારા મકાનમાં પગ મુકયો છેજ કયારે ?

**રાણી**—અત્યાર સુધી હું છાવરતી કે છોકરમત છે. પણ હવે હું તારી વર્તણુંકની પુરેપુરી વાકેફગાર થઇ ચુકીછું.

**રણમલ**—ભલે પણ બીજી વાત નહીં કરતાં દડો લાવો !

**રાણી**—એ દડો તારા બાપને બતાવી મારા મનની ઉમેદ પુરી પાડવી છે.

**રણમલ**—ઉમેદ ગમે તે પ્રકારે પુરી પાડજો તેની મને દરકાર નથી, પણ અત્યારે અમારા રંગમાં ભંગ ન કરો.

**રાણી**—ગમે તેમ થાય પણ દડો નહિંજ મળે,

**રણમલ**—હું સમિરમલનો પુત્ર રણમલ, વાધે ગળેલો ગોળ એના મોંમાં હાથ ઘાલી પાછો કાઢું તો, તમે કોણ !

**રાણી**—અરે લંપટ, શરમા ! જેનું નામ દે છે તેનો તુ પુત્ર નથી. ક્ષત્રિ પુત્રને નિચ સોબત હોય નહીં. તારી ચાલચલગત સાબિતી આપે છે કે તારી માતા વ્યભિચારીણી હોવી જોઇએ. આ સાંભળતાંજ રણમલને ગુસ્સો ચઢયો અને રાણીની છાતીમાં ત્રણ લાતો મારી દડો લેઇ ચાલતો થયો.

## દેશવટો.

રાજા સમિરમલ સંધ્યાકાળને સમયે પાછો ફર્યો. મહેલમાં પ્રવેશ થતાં છડીદારે નેકીનો પોકાર કર્યો. પોકર સાંભળતાં રાણી વિનુંમતી રણમલને રઝળતો કરવાનો ગોઠવણો પોતાના મન સાથે કરવા લાગી. અતી શ્રમ થવાથી રાજા કાંઇ બોલ્યા ચાલ્યા વગર સ્નાન કરી જમવા બેઠો. વિનું વિનયથી મહારાજાને પ્રણામ કરી પાસે ઉભી રહી.

**રાજા**—કેમ ખુશીમાંછો ? આજ તમારી મુખમુદ્રા સાબિતી આપે છે કે તમે તેમ નથી.

**રાણી**—હા મહારાજ મુખનો દેખાવ મનના સંકલ્પ વિકલ્પ ઉપર આધાર રાખે છે.

**રાજા**—જગકર્તાનો એવો નિયમ છે કે મનુષ્ય છુપાવાને યત્ન કરે, પણ શરીરની ઇંદ્રીઓ દરેક વસ્તુને બહાર દરશાવે છે. તેમાં મુખ્યત્વે કરીને દુષ્ટ વસ્તુ, કે વાસના છુપી રહી શકેજ નહીં કોઇ માણસે હુંગળીનો ઉપયોગ કર્યો હોય તો તે તેની પાસે બેસનારને પલકવારમાં ખબર આપશે ક્રોધ અહંકાર અને અભિમાન સદા મુખના ચેરા ઉપર છવાઇ રહે છે.

**રાણી**—રાજાજી આપ તો જ્ઞાનીછો, સર્વ ગુણસંપન્નછો, અને આપ જેવા ચતુર મુખ મુદ્રા ઉપરથી ન પારખે તો પછી પારખેજ કોણ ?

**રાજા**—હું શું, પણ ઇશ્વરે જેને સાધારણ બુદ્ધ આપી છે તે દરેક મનુષ્ય પારખે ?

**રાણી**—આજે આ પ્રસંગ ઉપર વાત નિકળવાનું કારણ સમજાતું નથી.

**રાજા**—નહિ સમજાતું હોય તો સમજાશે થોડા વખતમાં.

**રાણી**—આપ આમ બોલેછો તેથી મને ભ્રાંતિ પડતી જાય છે.

**રાજા**—ભ્રાંતો પડતી હોય તો હુ શાંતી કરવા ઉપાય કરીશ.

**રાણી**—ઉપાય પછી કયારે કરવાના ?

રાજા—વાત જાણુ મારે,

રાણી—વાત તે !

રાજા—તમારૂં મુખ કરમાયું છે એ.

રાણી—મારૂં મુખ કરમાવાનું કારણ તમે પોતેજ, તમારો અવિચાર.

રાજા—અરે મારો અવિચાર તે.

રાણી—પરણાવવા સમાન પુત્ર થયા છતાં તેને નહિ પરણાવતાં પિતા પોતે પરણે એ.

રાજા—અરે હું પરણ્યો માટે પુત્ર કાંઇ કુંવારો રહેશે !

રાણી—આપ બીજીવાર પરણ્યા એટલે હવે પુત્ર કુંવારો કેમ કહેવાય ?

રાજા—આ તું શું બોલે છે ? બાપને પરણ્યે બાળકને ચાલે ! તારે મોઢે લગામ નથી.

રાણી—લગામતો હતી પણ મન પવનરૂપી ઘોડાએ આજે જોર કરી તોડી નાંખી.

રાજા—વાહ ! છે શું ? મને કાંઇ સમજાતું નથી.

રાણી—પિતાની ગેરહાજરીમાં પુત્રનું ગમે તે બહાને અપરમા પાસે આવવું જવું.

રાજા—એમાં શું શંકા ધરવા જેવું છે. આ ઘરબાર રાજપાટ સ-રવસ્વ એનુંજછે અને એને કોઇપણ જગાએ જવા આવવાનો અટકાવ નથી.

રાણી—ઠીક, મને આજ્ઞા આપવી જોઇએ ?

રાજા—શાની.

રાણી—મારે પિએર જવાની.

રાજા—કેમ.

રાણી—હું તમને પરણી છું કાંઇ તમારા પુત્રને પરણી નથી.

રાજા—તમને એવું કહ્યું કોણે ?

રાણી—હું કહેવા સુધી વાટ જોઇ, મારા માતપિતાની આબરૂને કલંક ચોટાડુ તેવી નથી.

રાજા—પુત્રે તમને કાંઇ કહ્યું !

રાણી—કહ્યું શું, કહેવામાં કાંઇ બાકીજ રાખી નથી. એની વર્તણુંક મારી પાસે પુત્રવત નથી પણ કોઇ વ્યભિચારી પુરૂષવત છે. આજ પણ એણે આપની ગેરહાજરીમાં મહેલમાં પ્રવેશ કર્યો હતો અને મારી આનાકાની અને ઉપદેશથી ચિડાઇ મારી છાતીમાં ત્રણ લાત મારી ચાલતો થયોછે તેનું આ નિશાન.

રાજા—આ લાતો શું રણમલેજ મારી. ?

દાસી—હાજી, લાતો મારી તે વખતે હું હાજર હતી.

રાજા—અરે કોણ છે હાજર ?

સિપાઇઓ—હાજર સાહેબ.

રાજા—કાલ સવારે સુર્ય ઉદય પહેલાં રણમલને મારી રૂબરૂ હાજર કરો!

સિપાઇઓ—જેવો હુકમ.

(રણમલના મહેલમાં સિપાઇ પ્રવેશ કરી) રાજાજીએ આપને બોલાવ્યા છે.

રણમલ—આવુંછું જાઓ.

સિપાઇ—ખુદાવિંદ વહેલા હાજર થજો. નહીંતો મારા ઉપર ગુસ્સે થશે.

ધિરજબા—પુત્ર કોઇ દિવસ નહિ ને આજ આટલો સવારમાં તારો શો ખપ પડયો ?

રણમલ—માતાજી, કાલે અમો ચાર મિત્રોએ રાજમહેલની પાછળ રમત શરૂ કરી હતી, રમતાં અમારો દડો બા પાસે ગયો, તે દડો લેવા મેં મારા મિત્રોને મોકલ્યા, તેમને નહિ આપતાં તિરસ્કારના શબ્દ કહી પાછા વાળ્યા, પછી હું ગયો તે વખત પણ તેણે પોતાનો સ્વભાવ બદલ્યો નહીં. ત્યારે મેં તેની છાતીમાં ત્રણ લાત મારી દડો લેઇ મિત્રને આપી તેમને ઘેર જવા આજ્ઞા કરી આણી તરફ પગલાં કર્યાં.

ધિરજબા—ભાઇ, તેં એ શું કર્યું.

ભાઇ ન કીધી તેં એ ભલાઇ, દિવસ દેખાશે નથી દુઃખદાઇ;
એ અપરાધી (પણ) રાજ એવું છે, ચિંતા કરાવશે એ ચિત ચઢાઇ. ભાઇ.
અહી અત્રલોકી પુંછથી પકડયો, ડંખ દેશે તે મુખ મરડાઇ;
બોલ અમોલ કરી મનવાળી, માગજો મારી વિતા સમજાઇ. ભાઇ.

રણમલ—માતાજી આ બાબતમાં મારી મગાય તેમ નથી.

ધિરજબા—દિકરા, અહંકારથી હરી દુર છે, માટે વખત વર્તિને ચાલીએ.

રણમલ—મને અહંકાર નથી, તેમ અવિચાર પણ નથી.

ધિરજબા—ભાઇ અપરમાતાને માતા સમાન ગણી તેની સેવા કર્યાને બદલે પગથી પ્રહાર કર્યો એથી અવિચારપણું બીજું શું ?

રણમલ—તમે હમણાંજ કહ્યું કે વખત પ્રમાણે વર્તિએ.

ધિરજબા—શું ? તારે વખત એવોજ હતો કે પદ પ્રહાર કરવાની જરૂર પડી ?

રણમલ—માતાજી જે જે અપશબ્દો તેણીએ મારી સનમુખ ઉચાર્યા છે, તે સાંભળો તો તમેજ કહેશો કે ઠીક કર્યું

**ધિરજબા**—અરે મુર્ખ, ગમે તેવા હલકા શબ્દ તને કહ્યા હોય તોપણ શું થયું, એ માતા અને તું પુત્ર.

**રણમલ**—માતા માતાના માપમાં રહ્યાં હોત તો. મને જે જે તિરસ્કારના શબ્દો કહ્યા તે મેં મન ઉપર લીધા નથી પણ વ્યભિચારીણીના પુત્ર, એ શબ્દરૂપી વજ્ર બાણુનો સ્પર્શ થતાંજ મેં પદ પ્રહાર કર્યો.

**ધિરજબા**—શાબાશ દિકરા એથી પણ અધિક કર્યું હોત તોપણ હું ખુશી હતી. માતાને ગાળ ખવડાવનાર અને નિતીવાન માતાની નિંદા સાંભળી રહેનાર પુત્ર, રવરવ નર્કમાં વાસ કરે છે.

**રણમલ**—હવે મને રજા છે?

**ધિરજબા**—મારા વહાલા જા હઇઆમાં ભય નહિ ધરતાં, સત્ય બોલી સામાને સમજાવી પોતાના બચાવની પેરવી કરજે. જુઠું બોલી જગદિશ્વરનો ગુનો કરીશ નહિ.

**રણમલ**—માતાજી તમારો નિરંતરનો ઉપદેશ એટલે અસત્ય બાણુ મુખમાંથી બહાર નિકળવા પામતું નથી.

**ધિરજબા**—તેથીજ હું અતી પ્રસન્ન છું, તારા પિતા તને ગમે તેવી સજા કરે તોપણ તેમના ઉપર ખોટું લગાડી, અપમાન કરી મારી કુખ લજવતો નહિ. સર્વનો બેલી સરવેશ્વર છે.

**રણમલ**—માતાજી હુકમને આધિન થતાં જરા પણ વિલંબ હું કરવાનો નથી. હવે હું જાઊંછું.

**અમિરમલ** ( પુત્રને આવતો જોઇ ) અહાહા આવા સુકોમળ બાળકને સજા કરવી પડશે ? પણ હે મન સજા કરવી તો જોઇએજ. આવા ભારે અપરાધની માફી આપતાં, દુર્ગુણ વૃદ્ધિને પામી સદગુણને ઢાંકશે.

**રણમલ**—પિતાજી નમન કરૂંછું.

**રાજા**—રણમલ તારા ભાગ્યોદયનો સુર્ય અસ્ત પામ્યો.

**રણમલ**—પિતાજી, અસ્ત અને ઉદય એ ચારે જુગમાં છે. સર્વ મનુષ્ય પ્રાણી માત્રને અસ્તોદયતો છેજ. દસકો સુખ તો દસકો દુઃખ એમ ઇશ્વરની ઘટમાળ ફર્યાજ કરે છે.

**રાજા**—તારા ભાગ્યનો અસ્ત તેં તારી કૃતીથી ઉત્પન્ન કર્યો છે.

**રણમલ**—કૃતિ તે ?

**રાજા**—પિતાની ગેરહાજરીમાં રાણીવાસમાં પ્રવેશ.

**રણમલ**—તેમાં અપરાધ શું? પુત્રને માતા પાસે જવાનો અધિકાર નથી?

**રાજા**—પણ તું માતા સમજીને ગયોજ ક્યારે ? જ્યારે તું ગયો ત્યારે

તેં તારી દુષ્ટ બુદ્ધિ જાહેર જણાવી છે. આટલા દિવસ છોકરવાદ સમજી તારાં બોલની દરગુજર કરી ઢાંક્યા, પણ હવેના શબ્દ વજન રૂપ થઇ પડયા છે.

રણમલ—પિતાજી સર્વ વાત બનાવટી છે, ગંગાનો પુત્ર લાંછન રૂપ હોયજ નહીં.

રાજા—હા, જે ઉપમા તારી માતાને આપે છે તે સત્ય છે પણ ઝેર અને અમૃત બંને સમુદ્રમાંથી પેદા થયાં હતાં.

રણમલ—ત્યારે હું ઝેર રૂપ, કેમ ?

રાજા—હા, અને તે તારા આચરણું તને દર્શાવે છે.

રણમલ—ફક્ત કાલે રમત રમતાં દડો જવાથી, હું લેવા ગયો તે શિવાય મેં કોઇ દિવસ આપની ગેરહાજરી તો શું પણ હાજરીમાં પગ મુકયો નથી.

રાજા—દડો લેતાં પાટું પ્રહાર કર્યો તેનું શું કારણ ?

રણમલ—આપતાં આનાકાની.

રાજા—એક તરફથી તારી માતા, અને બીજી તરફથી રાજ્ય રાણી માટે તેનું અપમાન પણ થઇ શકે નહીં તો પાટુ પ્રહાર એ ઓછો અપરાધ નથી, તેને માટે તને હું જે સજા કરૂં તે થોડી છે.

રણમલ—આપ જે સજા કરશો તે ઉઠાવા હું તૈયારછું.

રાજા—તને જે સજા કરૂં તે જુજ છે, તોપણ રહેમ નજર રાખી દેશનિકાલની સજા કરૂંછું.

રણમલ—પિતાજી, ગુના પ્રમાણે સજા થતી નથી.

રાજા—હા, એતો મેં પહેલાંજ કહ્યું હતું કે જે સજા કરીશ તે થોડી છે.

રણમલ—આતો થોડી નહિ પણ વધારે છે.

રાજા—જે મારા મુખમાંથી નિકળ્યું તે ખરૂં.

રણમલ—ફરી મારે આવવું કે કેમ ?

રાજા—તે તારી મરજી, પણ એક વરસ સુધી તારે મારા રાજ્યમાં પગ મુકવો નહીં.

રણમલ—જેવી વડિલની આજ્ઞા હવે હું જાઉછું. ( એમ કહી રણમલ તેજ વખતે દરવાજા બહાર નિકળ્યો. ચાલતાં થાકયો અને એક ઝાડ નિચે વિશ્રામ લેવા બેઠો, મિત્ર તરફના વિચાર કરવા લાગ્યો, અરે પરદેશમાં મને સર્વ વસ્તુ મળશે પણ મારા મિત્ર સમાન મિત્ર મને મળવાના નથી. ખુબખુશ, જેકનશા, અને ગંગારામને હું ફરી ફરીને દેખવાનો નથી.

તેમને મેં ઝવેરીને મળી લીધું હોત તો ઠીક થાત. પિતાનો હુકમ એકદમ ચાલી નિકળવાનો થયો એટલે મારાથી જઇ શકાયું નહીં. પણ જો મિત્રને કોઇ ખબર કરે તો તે મારા તરફ આવ્યા વગર રહે નહીં. લાવ જરા વાટ જોઇ વધારે ટકું.

---

## શોક સવાર.

રાજમાતા ધિરજબાને રણમલના દેશવટાના સમાચાર મળવાથી અતી આક્રંદ કરતી ગાભરીગાભરી મહેલમાં ફરતી, આંખે આંસુ ભરતી, ગોક સમુદ્રમાં ડુબી. દાસીઓ સર્વ આસનાવાસના કરવા લાગી, એટલામાં ઝવેરી જેકનશાએ પ્રવેશ કરી રણમલ બાઇ, કરી પોકાર કર્યો.

દાસી—બાઇ તમે પોકારોછો, તેજ તમારા મિત્રને મહારાજાએ આજેજ દેશવટો દીધો, અને તેમને નગ્ર છોડી ગયાને પણ ઘણો વખત થયો.

જેકનશા—( મુરછાથી સાવધ થઇ ) અરે મારા મિત્રને દેશનિકાલ અને તે શાથી !

દાસી—તેની અમને પુરી ખાતરી નથી પણ કાલે જે બનાવ બન્યો હોય તે ખરો.

જેકનશા—કાલના બનાવથી હું વાકેફગારછું. અને આ સુજી, વંઠેલ ત્રિભુવતીથી રોપાયાં હશે એમ મને સંભવે છે.

ધિરજબા—બાઇ, કુંવરને દેશવટો દીધો તે એના લખ્યા લેખનો વાંક, પણ તમે વિદુને જે વિશેષણ લગાડયું તે લાયક નથી.

જેકનશા—માતાજી મારી ભુલ થઇ, હવે હું રજા લેઉછું. રણમલની સાથે જવા નિશ્ચય કર્યો છે. ઝવેરીને પાછાં વળતાં રસ્તામાં ગંગારામનો મેળાપ થયો.

ગંગારામ—કેમ મિત્ર કેણી તરફ પ્રયાણ કર્યું હતું ?

જેકનશા—બાઇ આપણા દુઃખની સિમા રહી નથી.

ગંગારામ—એવો શો બનાવ બન્યો છે ?

જેકનશા—મિત્રને દેશ નિકાલ.

ગંગારામ—અરે ! આ શું કહોછો ? મને સત્ય હોય એમ ભાસતું નથી.

જેકનશા—મારા બોલવામાં વહેમ, એજ માઠાં પરીણામનું ફળ છે.

ગંગારામ—નાના સારે ખરી વાત છે ? તમને કેમ ખબર મળી ?

જેકનશા—અત્યારે હું ત્યાં ગયો હતો. માતાજી રૂદનાલાપ કરે છે અને સર્વ દાસી આસના વાસના કરે છે.

ગંગારામ—અને ભાઇ શું કરે છે?

જેકનશા—ભાઇ તો ક્યારનાએ નગ્ર છોડીને ચાલતા થયા. (ગંગારામ મુરઝાંગત થયો તેને સાવધ કરી) બંને મિત્ર ખુલખુલ જમાદારને ઘેર ગયા.

ખુલખુલ—( ગાદી તકીએ બેઠો બેઠો હુકો પીતો હતો તે મિત્રોને આવતા જોઇ ઉભો થયો ) અજી, આઇએ આઇએ બેઠીએ ગદ્દિપર.

ગંગારામ—તમારો તો નિરંતર મશ્કરીનોજ સ્વભાવ.

ખુલખુલ—અરે ઉસમે ક્યા હાંસીકી બાતહે. તુમારેમેં ગાદી બોલતેહે, હમારેમેં ગદ્દિ બોલતે હે ?

ગંગારામ—ઠીક એમ હશે, પણ એ ગાદી તકીઆને ગાલ મશુ-રીઆં મુકી જંગલના ઝાંખરાની પથારી, અને ઇટનાં ઓશીકાં કરવાનો વખત આવ્યો છે.

ખુલખુલ—એસા કેસા, એ ક્યા બાત હે ! કુછ સમજમેં નહિ આતીહે.

ગંગારામ—રણમલને રાજાએ દેશનિકાલ કર્યો.

ખુલખુલ—કબ ?

ગંગારામ—કબશુ, આજ. એમણે નગ્ર મુક્યુંએ ખરૂં.

ખુલખુલ—યા અલ્લા ક્યા ખુદાકી કહા મરજી હુઇ.

જેકનશા—ભાઇ,અમે એની સાથે જવાનો નિશ્ચય કર્યો છે માટે રજા આપો.

ખુલખુલ—રજા કાયકી.

જેકનશા—જાનેકી.

ખુલખુલ—કાંહાં જાનેકી.

જેકનશા—ઉનકે સંગ જાનેકી.

ખુલખુલ—તો યાંબી કોન રહેને વાલાહે, મેંબી ચલતાહું.

ગંગારામ—ઉતાવળ કરો, નહીંતો મેળાપ મુશ્કેલીએ થશે.

ખુલખુલ—મે મેરી અમાંકુ કહે કે આતાહું. એમ કરી ઘરમાં જઈ પોતાની માને કહ્યું અમા મેં જાતાહું મેરે દોસ્તકી સંગ. આઉંગાતો આઉંગા, કભી નહીં આઉંગાતો નહીં. મેરી રાહ મત દેખના.

અમા—અચ્છા બેટા. અલ્લામિયાં તુજે ખુશ રખે. બેટા ખત ભેજતે રહેના.

ખુલખુલ—બહોત અચ્છા મેં જાતાહું.

ત્રણે મિત્ર વાતો કરતા ગામ બહાર નિકળ્યા; ત્યાં એક ભરવાડને તે-મણે જોયો કે જે ભરવાડ તેઓ ચારે જણને સાથે રમતા, આવતા જતા હમેશાં જોતો હતો, અને તેમને બરાબર રીતે ઓળખતો હતો તે આ ત્રણને જોઇ ખડ ખડ હસી પડયો.

જેકનશા—ભાઇ તું અમને જોઇને હશી પડયો તેનું કારણ શું ?

ભરવાડ—ભાઇઓ હું સારી રીતે તમને ઓળખુછું. અને આજના બનાવતો પુરે પુરો માહિતગાર થયોછું; તે વિચારમાં ગુંથાયો હતો એટલામાં મેં તમને જોયા કે તરત મને એક સારા કવિનો કરેલો દોહરો યાદ આવ્યો કે

મિત્ર એસા કીજીએ, ઢાલ સરીખા હોય;
સુખમેં સુખ વૃદ્ધિ કરે, દુઃખમે આગુ જોય.

મિત્રના સુખની વખતે સાથે રહી સારા ભોગ વિલાસનો ઉપભોગ કરે અને જ્યારે દુઃખનો વખત આવે ત્યારે ટાળે મળી ચરતાં પક્ષિયો ઉપર પારધીની જાળ આવવાથી વગર ફસાએલા, જાળમાં આવેલા પક્ષિયોની દરકાર કર્યા વગર ચાલ્યા જાય છે, તેમ ખસી જાય, તેમને હું મિત્ર નથી કહેતો પણ પાંખ વગરના પક્ષિયો કહુંછું.

ગંગારામ—ભાઇ તમારૂં કહેવું સત્ય છે, પણ અમનેજ જોઇને તમારે આવા તર્ક કરવાનું કારણ શું ?

ભરવાડ—નગણાઓ, તમને ત્રણે જણાને મેં રણમલની સાથે રમતા, ઘોડા દોડાવતા, અને રણમલનીજ રીદ્ધિનો ઉપભોગ કરતાં સેંકડોવાર જોયા છે, તેજ રણમલ અત્યારે નચકોડી ચાલતો થયો અને તમે ત્રણે પ્રપંચી કોઇ જુદાજ વિચારમાં ચાલ્યા જાઓછો.

જેકનશા—આપ જે કહોછો તે યથાયોગ્ય છે. પણ ફક્ત અમે રણમલને મળવાની ત્વરામાં છીએ અને મળ્યા પછી શું કરવું તે અમારા મનમાં છે.

ભરવાડ—અહીંથી અડધા ગાઉ ઉપર એક ઝાડ નિચે થાકીને બેઠો છે અને તે કોઇની રાહ જોતો હોય એવું તેની દ્રષ્ટી ઉપરથી જણાય છે.

ગંગારામ—તે અમારીજ રાહ જોતો હશે માટે અમારે જેમ બને તેમ વહેલા જવું જોઇએ.

ખુલખુલ—ચલો યાર ચલો પથરસે શિર કાંહાં તક પટકોગે !

ભરવાડ—મિયાં પથ્થર કોને કહોછો ?

ખુલખુલ—બીન સમજકે બોલનેવાલા, જીસમેં એકો ઇંદ્રિકા ગ્યાન રહાહે ઉસકું.

ભરવાડ—શું હું વગર સમજ્યું બોલુંછું ?

ખુલખુલ—જબ ક્યા, તું સમજકે બોલતાહે ? હમ ઉસકી સંગ જાનેકું તો નિકલેઇ હે ઓર બિચમેં કુરાનકા કલમા પઢકે દેરી લગાતાહે.

ભરવાડ—માફ કરજો મિયાં સાહેબ મને એવી ખબર નહીં.

ગંગારામ—ભાઇ શુકરવા એને ઠપકો ઘો છો એના મળવાથી તો મિત્રનો પત્તો મળ્યો, હવે ચાલો આપણે.

ત્રણે મિત્રને દેખતાંજ રણમલ ઉભો થયો, એકદમ ધસીને ભેટી પડયો અને થોડે થોડે આંસુએ રડવા લાગ્યો. હે મિત્રો આપણી થોડાજ દિવસની મિત્રાઇ પણ અતિશય પ્રેમ બંધાઇ જવાથી તમારાથી વિખુટા થતાં મારૂં દીલ દુખાય છે.

જેકનશા—ભાઇ; જેમ પાણીને છુટું પાડનાર કોઇ વસ્તુ નથી તેમ આપણા સ્નેહમાં અંતર પાડનાર કોઇ કારણ નથી.

રણમલ—સ્નેહ સદા સમાન રહેશે. પણ આપણો વિયોગ થવાથી તે દુ:ખદાયક થઇ પડશે.

ખુલખુલ—સ્નેહની સાંકળી એવી સજ્જડ બંધાઇ છે કે તે વિયોગ થવા દેજ નહીં. તો વિયોગ દુઃખ શી રીતે દુ:ખદાઇ થાય ?

રણમલ—મિત્ર તમો કહોછો તે સત્ય છે પણ જેમ લોહની સાંકળી કાટ લાગવાથી દિવસે દિવસે ખવાઇને આખરે તુટી જાય છે. તેમ આપણી સ્નેહ રૂપી સાંકળી, અપરમાના કાવતરાં રૂપી કાટ લાગવાથી ખવાઇ જઇ વિયોગ થયો.

ગંગારામ—મિત્ર કુંદનને કાટ ચઢતો નથી, અને આપણી મિત્રતા કુંદનજેવી છે. લોહ જેવી નથી કે જેને કાટ નુકશાન પહોચાડી શકે.

રણમલ—ત્યારે તમે ત્રણે જણે શું ધાર્યું છે ?

ગંગારામ—ધાર્યું છે એજ કે જ્યાં તમે ત્યાં અમે.

રણમલ—અરે, પણ તમને કોણે દેશવટો દીધો છે કે અસહ્ય દુ:ખ સહન કરવાને જંગલમાં આવવા તૈયાર થાઓછો ?

જેકનશા—અમને અમારો ધર્મ દેશવટો દેછે.

રણમલ—એવો કેવો તમારો ધર્મ કે પારકા દુ:ખે બળી મરવું.

જેકનશા—આ તમે શું બોલ્યા. અમે તમને પારકા ગણ્યા છેજ ક્યારે. મિત્રના સુખમાં ભાગ લેઇ, દુઃખ પડયે દુર થાય તેવા કૃતઘ્ની મિત્ર કહેવાય નહીં. માટે સુખ અને દુ:ખ બન્ને વખતે તમારો સંગ મુકાય નહીં અને હવે જ્યાં તમે ત્યાં અમે એ સત્ય.

રણમલ—ભલે એમ હોય તો હું ખુશીછું. પણ.

પણ પડશે દુઃખ ઝાઝું, શકે ન વર્ણી જેને આ વાચા;
સ્નેહ તમારો સાચો, માની મારૂં મિત્ર વળો પાછા.

વળી—ખાતાં વળતાં પંથે મળતાં, ચરણ જરા નવ ચાલે,
દિપક વિણુ અંધારૂં દિસે, મંદિરીએ શું મહાલે;
જ્યારે જીવ જાશે, કર્મ ધર્મ સંગે થાશે. જ્યારે.

જેકનશા—ભાઇ, પ્રાણુની સાથેજ પાપ પુન્ય જાય છે અને બીજા અવતારમાં તેને કર્મ રૂપ થઇ પડે છે. તેવીજ રીતે અમે તમારા ખરા સુખ દુઃખના ભાગીઆ તમારી જોડેજ રહીએ.

રણુમલ—તમારા શબ્દો મને સુખ રૂપ થયા છે. હવે ચાલો આગળ.

# ચાંચિયાની ચપળતા.

કાઠીઆવાડ એજન્સીના કિનારા ઉપર હિંદી માહાસાગરને કાંઠે પોરબંદર નામે સુંદિર શહેર ઝુકી રહેલું ત્યાં અનેક દેશાવરોના વહાણુ, લંગર કરતાં હતાં. એક સમએ ચાંચિયા લોકો તે શહેરના કિનારા ઉપર પોતાનું વહાણુ લાંગરીને નગરમાં ભરખ તપાસવા નિકળ્યા, કે આ શહેરમાંનો કોઇ વહેપારી થોડે દિવસે વહાણુ લઇ બહાર નિકળનાર હોય તો રસ્તો રોકી લુંટીએ. તેજ નગરની અંદર આ ચારે મિત્ર આવી પહોચ્યા. ગામની ભાગોળે પુછતાં માલમ પડયું કે આ શહેરનું નામ પોરબંદર છે, અને ગંગારામે કહ્યું મારા સગાની એક દીકરીનું સાસરૂં પોરબંદરમાં છે તે આજ હશે; જો એમજ હોય તો ભાઇઓ આપણે તેને ત્યાં જઇએ.

રણુમલ—ઘણી ખુશીથી કેમ જમાદાર ?

ખુલ્લખુલ્લ—હાં ઠીક હે. જંગલસે મંગલ અચ્છા તો સહી.

જેકનશા—તેનું નામ શું હશે અને તે ક્યાં રહેતી હશે તેની આપણુને શિ ખબર.

રણુમલ—અરે એતો પુછતા નર પંડિતા. સૌ શોધી કહાશે.

ગંગારામ—તેણીનું નામ પરસન છે; માટે આપણે પ્રથમ સુતાર મહેલો પુછીને માહિતગાર થઇએ. એમ કહી ત્રણેને લેઇ ગંગારામ આગળ ચાલ્યો અને સુતાર ફળી પુછવા લાગ્યો. ગંગારામની સાથે જીજ સગપણું ધરાવનારી પસીએ તેને વેગળેથી જોયો અને ઓળખ્યો કે આવનાર માણુસ ગંગારામ જેવો જણુાય છે લાવ જોઉં એતો ન હોય? એમ કહી ઘરમાંથી બહાર આવી.

ગંગારામ—કેમ બેન, મને ઓળખ્યો ?

પસી—અરે ભાઇ એ શું બોલ્યો તને ન ઓળખું તો ઓળખું કોને? મારા પિયરની સાચી સગાઇ તો તુંજ કની? લ્યો આ ખાટલા ઉ-

પર બેસો ! (એમ કહી ખાટલા ઢાળી આપ્યા.) બે બે જણા એક એક ખાટલા ઉપર બેઠા, એટલે પસીનો વર ઉમેદ કે જે મહા કંજુસ, કૃપણ, કુલક્ષણીઓ, અને મિથ્યા અભિમાની હતો તેણે નજર કરી, અને ચમકયો. હાય બાપ ચાર ચાર પરોણા શા

ઉમેદ—અલી રંડા, આ કોણ છે દંડા ?

પસી—કેમ આમ બોલો છો ? મારા પિયરના સગા છે ?

ઉમેદ—અરે તરા પિયરનું નખોદ કેમ જતું નથી ? તે મારે ઘેર રોજ મેમાન ના રોજ મેમાન, કંઇ મેમાનનોએ તાગો હશે કે નહિ હોય !

પસી—પણ મારા પિયરના કિયા સગાએ તમારે ઘેર કોઇ દહાડો ભાણું માંડયું છે ?

ઉમેદ—હવે ભાણા માંડવામાં બાકીએ શું રહ્યું છે ? ખાટલે ચોટાડયા તે જમ્યાવિના જવાના છે ) જા લઇજા ધરમશાળામાં અને બતાવ જેસ્તીની દુકાન.

પસી—હવે ઘર સુધી આવેલા ને પાછા મોકલાય ?

ઉમેદ—ના તારા માંટી લાગતા હશે તે ન મોકલાય ?

પસી—આમ કાળીઆ ધાન સારૂં ધુવાંપુવાં શીદ થાઓછો. કોણ તમારે બારણે આવીને બેસી રહ્યું છે ?

ઉમેદ—કેમ તારી આંખ્યો ફુટી ગઇ છે ? આ તે બારણે બેઠા છે કે ગામની ભાગોળે બેઠા છે ? આ સઘળી ખટપટ દુરથી રણમલ જોતો હતો તે એકદમ ઉઠયો અને જઇને પરસનના હાથમાં પાંચ રૂપીઆ આપ્યા અને કહ્યું અમે તમારે ઘેર બે દિવસના મેમાન છીએ.

ઉમેદ—આહાહા, આ શું કરોછો રૂપિયાની શી જરૂર છે, તમારા સરખા દાનસ્તાનાનાં પગલાં અમારા ઘર સુધી કયાંથી ? હું કયારનો એને કહુંછું કે તું ઝટ દાળ ઓર એ ભુખ્યા હશે, લાવ હું ઘી લઇ આવું. પણ રામાટામા કરે છે, બેસોને, બોલાવોને બધાને ઘરમાં અહાર શું બેઠાછો ?

ખુલખુલ—દેખો મેરા સાલા કેસા ફિતુરી હે !

રાત્રિયે ચારે મિત્ર જમીને નિદ્રાવશ થયા અને સવાર થતાં ત્રણ જણ જાગી જંગલ જઇ આવી તળાવમાં સ્નાન કરી પાછા વળ્યા ત્યારે રણમલ ઉઠી તળાવપર ગયો, અને પુછ્યું. બાઇ અહીંની વ્યવસ્થા શી રીતે છે ?

ગંગારામ—સામા ટેકરા ઉપર શૌચ ( જંગલપાણી ) કરી પાછા ફરી તળાવમાં હાથ પગ ધોઇ ઘર તરફ પધારજો તમારે માટે નહાવાનું પાણી મુકાવીશું.

રણુમલ—અને તમારે માટે ?

ત્રણે—અમે તો નાહી લીધું.

રણુમલ—ત્યારે હું પણ તેમ કરીને આવીશ.

જેકનશા—તમે એમ ન કરશો, તમારા અને અમારા શરીરના બાંધામાં ફેર છે.

રણુમલ—ઠીક, પણ પાણી ન મુકાવશો. મારા આવ્યા પછી જે થાય તે ખરૂ, એમ કહી છૂટા થયા. રણુમલ શૌચ ક્રિયા કરી, લોટો માંજતો રસ્તામાં ચાલ્યો આવે છે. સુંદર રેશમી કિનારીની ધોતી પહેરી છે, બાકીનું આખુ શરીર ઉઘાડુ છે, અને તેના અંગ ઉપરના સઘળા દાગીના સુવર્ણના કિર્ણની માફક શોભી રહ્યા છે. આ રણુમલ ચાંચિયાની નજરે પડયો.

બેહર—અલ્યા ચેહર ?

ચેહર—હાં, બેહર.

બેહર—ભરખ, ભરખ, ભરખ,

ચેહર—ચાં સે ?

બેહર—ઓ પેલું, નરખ.

ચેહર—હાં, ખરૂં બોલાવ પેલા બે આપણા શોખતીને. ચારે એકઠા થઇ રણુમલ પાસે આવ્યા અને તેણે પહેરેલા લગભગ પાંચ કરોડ રૂપિયાના દાગીના જોઇ, લોભાયા, લલચાયા અને પોતાની કપટ જાળ પાથરવાની તૈયારી કરી

પહેલો—ચેહર આ બાબને તેં ઓળખ્યા કે ?

ચેહર—ના બેહર, પણ મને એમ લાગે કે કાંઈ જોયા છે ખરા ?

કેવરો—આપનું નામ શું ?

રણુમલ—મારૂં નામ રણુમલ.

બેહર —હવે રાખ રાખ ડહાપણ ! જાણ્યો તને કેવરા. તું શું ઓળખે બાગશાળાને ! હું નામ ઠામ બધું જાણુંછું

દેવરો—આપને ક્યાં રહેવું ?

રણુમલ—મારૂં ગામ વાંસવાડા છે.

બેહર—લે હવે એને રાખ્યો ત્યાં તું ડહાપણ ડોળવા મચ્યો, એમનું નામ રણુમલ ગામ વાંસવાડા ને નાત.........

રણુમલ—ક્ષત્રિ છીએ અને હું રાજાનો કુમારછું.

ચેહર—રાજાના કુમાર એતો ક્યાં મારૂં અજાણ્યું છે ?

બેહર—અલ્યા ચેહર-કેવરા, દેવરા ?

ત્રણે—હાં, કો શું કહોસો.

બેહર—આ ભાગશાળીને લેઇ જઇને આપણા વહાણમાં પગલાં કરાવીએ તો કેમ ?

ત્રણે—અહો એવાં આપણાં નસિબ કે એમનાં પગલાં? અમને લાગતું નથી કે આવે.

બેહર—આપણે વેંનતી કરીએ. (એમ ચારે રણમલને કેહેવા લાગ્યા) મહારાજ, રાજાધિરાજ અમારી ગરીબની એક વિનતી સે તે સાંભળો અને કદાચ ઉરમાં લ્યો તો અમારે બહુ હખ થાય ?

રણમલ—કામ હોય તો કહો, મારાથી બનતી તમને મદદ કરવી એ મારો મનુશાસ્ત્રાનુંસાર પ્રમાણે ધર્મ છે.

ચારે—અમારૂં વહાણ નવું આ દરિયાના કિનારા ઉપર તેયાર કરેલું છે પણ હજી સુધી અમે એને દરિયામાં હંકાર્યું નથી માટે આપ ભાગ્યવાન પ્રથમ પગલાં કરો એટલે અમે એને હંકારીએ.

રણમલ—એમાં પગલાંથી શું વિશેષતા ?

બેહર—હજી સુધી કોઇ અંદર ગયુંજ નથી મારે આપ પ્રથમ પ્રવેશ કરો કે જેથી પાવન થાય.

રણમલ—ભલે તમારી એમજ મરજી છે તો હું મારા મકાન ઉપર જઇ, વસ્ત્ર પહેરી તમારી સાથે આવું.

બેહર—બહુ સારૂ પૃથ્વિપતી એમ કરો તાણે, પણ જરૂર હો ?

રણમલ—હા હા જરૂર, વચન બોલ્યા એજ પળ્યા સમજવા.

બેહર—ચાલો સાહેબ અમે તમારે ઉતારે આવીએ.

રણમલ—ઠીક એમ કરો. ( સર્વેને લેઇ ચાલ્યો. )

ગંગારામ—કેમ ભાઈ, વસ્ત્ર પહેરી કયાં તેયારી કરો છો ?

રણમલ—હું જરા આમની સાથે જઇને આવુછું.

જેકનશા—એ કોણ છે? અને એમની સાથે જવાનું શુ કારણ છે?

ચાંચિયા—અમે વહેપારી છીએ અને દરીઆ કિનારે અમારૂં વહાણ નવું કર્યું છે તેમાં પ્રથમ સજજનનાં પગલાં કરાવવાની અપેક્ષા છે તે પુરી કરીએ છીએ.

ગંગારામ—જાઓ તમારી અપેક્ષા કોઇ બીજી રીતે પુર્ણ કરો એમને લેઇ જવાનું કાંઇ કારણ નથી.

ચાંચિયા—હવે એતો એ જાણે, અમારી સાથે વચને બંધાયા છે, ને ના કહે તો એમની મરજી.

**રણુમલ**—અરે કોણ ના કહે છે? એ છોને બોલે.

**ગંગારામ**—બાઇ સારૂં નથી કરતા. આ માણુસો અમને કપટ ભરેલા લાગે છે, માટે કાંઇ દગો કરશે.

**રણુમલ**—દગાબાજ માણુસ હોય તેજ દગાને ઓળખે. દગો શું. તે હું જાણુતો નથી.

**જેકનશા**—હવે જાણુવાનો વખત નજીક આવ્યો છે? અમારૂં નહિ માનો તો.

**રણુમલ**—તમે બધા ગેરવ્યાજબી બોલો છો? એ માણુસો એવા નથી, માટે મને જવા દ્યો.

**ખુલખુલ**—હમ ચલતેહે સંગ.

**રણુમલ**—ભલે એમાં મને કાંઇ અડચણુ નથી. ચાલો! (ચાંચિયાએ જાણ્યું આ લોકો આવશે તો અપણું ધાર્યું થવાનું નથી.)

**બેહર**—રણુમલ ભાઇ, (કાનમાં) આ મુસલમાન અને બીજા નિચ જાતિનાં પગલાં કરાવવાં એવું હોત તો તમને શું કરવા આગ્રહ કરત અમે વહાણુના માલિક પણુ તમારી સાથે અંદર પેસવાના નથી. માટે કોઇ રીતે સમજાવતાં એ અહીં રોકાય ને તમારા એકલાથી અવાય તો સારૂં.

**રણુમલ**—વ્યાજબી છે. મારી ધ્યાનમાં ઉતરી વાત. બાઇઓ તમે શાન્તી રાખી બેસો મારી સાથે તમારૂં કામ નથી. હું થોડી વારમાં પાછો આવું છું.

**ગંગારામ**—મત કરો છો એ ભુલ છે.

**જેકનશા**—આંધળો ભિંતે અથડાશે ત્યારે પાછો વળશે.

**ખુલખુલ**—જાઓ અમને યાદ કરજો.

**ગંગારામ**—યાદ રાખજો રણુમલ તમારા આવ્યા વિના અમે જમવાના નથી. અને નહિ આવો તો જીવવાના પણુ નથી.

**રણુમલ**—અરે તમે કેવા વહેમીને મુર્ખ છો! (એમ કહી જાય છે) ચાર માંહેના બે માણુસે આગળ જઇ સઘળી તૈયારી કરાવી અને સર્વને જેવી જોઇએ તેવી સુચના આપી.

**બેહર**—રણુમલભાઇ આ વહાણુ. (આંગળીથી બતાવીને.)

**રણુમલ**—વાહ, મેં કાને ઘણીવાર સાંભળેલું પણુ નજરે તો આજેજ જોયું.

**બેહર**—આપ અંદર ચાલો! (રણુમલે અંદર પ્રવેશ કર્યો તેની સાથે ચારેજણુ દાખલ થયા.)

રણુમલ—તમોતો નહોતા આવવાનાને ?

બેહુર—તે વિના તમને બધું બતાવે કોણ ?

વહાણુમાં સઘળે ફેરવતાં એક કોટડી નજરે પડી તેમાં પ્રવેશ કર્યો એટલે બેહરે બહારથી બંધ કરી તાળુ મારી દીધું. અને એક મોટા ખાંટા કાઢીને બોલ્યો. ચલાવ ! ચલાવ ! તે અવાજની સાથેજ વહાણે કિનારો છોડયો. ગાઉ પાંચેક ગયા પછી કોટડી ઉઘાડી. રણુમલને બહાર કાઢયો તે વખત રણુમલ કાંઇ જુજ હવા મળવાથી બેહોશ થયો હતો તેને સાવધ કરી કહ્યું કેમ વહાણુ જોયું ?

રણુમલ—હા જોયું હવે હું જાઊંછું.

બેહુર—કયાં જવાના ?

રણુમલ—મારા ઉતારા ઉપર.

બેહુર—એતો અહીંથી દશ ગાઉ છે.

રણુમલ—જાઓ આમ મશ્કરી શું કરો છો ?

બેહુર—મશ્કરી હોયતો બહાર નજર કરો.

રણુમલ બહાર નિકળી જોતાં સઘળે દરીઓ દેખાવાથી મુરછાંગત થઇ હેઠો પડયો અને જરા શુદ્ધિ આવતાં પોકાર કરી રોવા લાગ્યો.

## સિતાજીના મહિનાનો રાગ.

અરે આ દુઃખ આવ્યું કયાંથી, કરમ મારૂં કયાં ધડયું;
મારા મિત્રતણો વિયોગ, પાનું પાપીથી પડયું. ૧
માહા કપટી ક્રોધી દુષ્ટ, દયા વિના દેખુ રે;
મારા બાગ સ્નેહી ભાઇ, હવે કયાંથી પેખુ રે. ૨
મરશે મિત્ર મારા થતાં જાણ, પડયો હું હાથ પાપીને;
પણ વળીશ વહેલો સ્વર્ગ માંય, દાંતે જીભ કાપીને. ૩
માન્યો હોત તારો ઉપદેશ, ગંગારામ શિરરે;
વળી ધન્ય વણીકના બાળ, આપી ઘણી ધીરરે. ૪
જાતી નીચ પણ બુદ્ધિ, બક્ષી બહુ અવિનાશીએ;
ખરાં શબ્દ ન લખ્યા ખુનખુન. જાતું પડશે ફાંશીએ ૫
મેં છેલ્લો કર્યો તિરસ્કાર, ભાઇ અવિવેકથી;
ભુલ્યો વિધાત્રીએ છેક. લખેલા લેખથી. ૬

બેહુર—અમઅમસ બકવા નહી કર.

રણુમલ—ભાઇ, આમ શું કરોછો ? કહેતા હતા, શું ને કર્યું શું.

**ચેહુર**—કહેતા હતા તે કહેતા હતા, અને કરવાનું છે તે કરીએ છીએ.

**રણમલ**—આમ ડરાવો છો શું. જ્યારે તમારે મને દુઃખ દેવાનો વિચાર હતો ત્યારે કપટ કરી વહાણમાં શુ લાવ્યા ?

**બેહુર**—તારી જીભ બંધ રાખ ? અને તારા અંગ ઉપરના સર્વ દાગિના ઉતાર ?

**રણમલ**—અરેરે નશિબ માનથી તુંકારે આવ્યા અને તુંકારેથી ટપલે આવીશું. મુરખાઓ આમ કપટ કરી, રંકને રિબાવી, રસ્તે જનારને રંજાડી ભાગ્યશાળીના ભુવન ભંજાડી, ભગવાનને ત્યાં તમે શો જવાબ આપશો ?

**બેહુર**—અરે કોણુ ઓળખે છે અહીં ભગવાનને, છળ, કપટ, પ્રપંચ અને ધાતકીપણાનાં કામ કરી પૈસા મેળવવા એજ અમારૂં કામ છે.

**રણમલ**—જે અધર્મ અને અન્યાય તમે મારા ઉપર ગુજારો છો તેનું તમને માઠું ફળ થશે.

**ચેહુર**—અધર્મ અને અન્યાય અમારા સગા ભાઇઓ છે. અને તેમનો જન્મ પણ અમારી સાથેજ થયો છે, માટે અમને એ માઠાં ફળ આપતા નથી.

**રણમલ**—અરે ઇશ્વરને ઘેર એવો અન્યાય છેજ નહીં, અધર્મીને અતી સુખ પણ તે અલ્પકાળને માટેજ હોય છે.

**બેહુર**—ચુપ રહે જાણ્યો તને ઇશ્વરના ઘરનો અનુચર આવ્યો છે તે ? તારાં લુગડાં ઘરેણાં ઉતારે છે કે નહી !

**રણમલ**—લ્યો તમે એથીજ પ્રસન્ન થતા હોતો. ( એમ કહી ઉતારી આપે છે ) મને પાછો પહોંચાડશો ?

**બેહુર**—હા. ( અલ્યા કોણુ છે હાજર ! )

કેવરો તથા દેવરો હાથમાં તલવારો લેઇ હાજર થયા.

**બેહુર**—આને જલદી જમપુરીમાં પહોંચાડો.

**રણમલ**—અરે આમ મારૂં મૃત્યુ કરવાથી તમને શું વિશેષ લાભ થવાનો હતો મારે મારાં વસ્ત્ર ઘરાણાં પાછાં જોઇતાં નથી, હું ખુશીથી તમારી સાથે રહીશ તમે જે કામ કહેશો તે. હું કરીશ, અને કદાચ હું તમારા ઉપયોગમાં ન આવું તો મને કોઇ, સમુદ્રના કિનારા ઉપર ઉતારી મુકજો એટલે ગમે તે રીતે હું મારા દિવસ ગુજારીશ, કમોતે મરવા કરતાં દુઃખમાં જીવવું એ હું ચાહુ છું. કારણકે દુઃખમાંથી કોઇવાર સુખ થવા વખત આવે છે, સુખનો છેડો દુઃખમાં ને દુઃખનો છેડો સુખમાં એ ઇશ્વરી કાયદો છે.

**ચેહુર**—અલ્યા બેહર, આતો જાણે પરમેશ્વરનોજ દીચરો, અને કાયદાનો જાણુ.

**બેહુર**—બધા ઢોંગ ! મરવું કોઇને ગમતું નથી ?

**ચેહુર**—તારે છો જીવતો રહ્યો, આપણુને શું નડવાનો છે ?

**બેહુર**—( ઠીક એમ કરો ) અલ્યા રણમલ્લ ખબડદાર જો અમારી વિરૂદ્ધ વરત્યો તો ! તને સમુદ્રમાં ફેંકી દેઇશું. હાલ તને જીવતો રાખવામાં આવેછે.

**રણમલ**—મારે તમારા વિરૂદ્ધ વર્તિને શું કારણ છે. જેમ કહેશો તેમ હું કરીશ અને વખત વર્તિને કામ લેઇશ. ( એમ કહી શાંત રહ્યો. )

## વિયોગ જોગ.

રણમલના ગુમ થયાને કલાક ન થયો તે પહેલાં ખુલખુલ જમાદાર બોલી ઉઠયો. અબે યાર અબી તક ઓ આયા નહિ. તો કુછતે કુછ આફ્ત હોયગી.

**ગંગારામ**—મને પણ એમ ભાસે છે, અને આપણું કહેવું ધ્યાનમાં ન લીધું એ એણે છોકરમત કરી છે.

**જેકુનશા**—ભાઇ એ રાજનાં રમકડાં કહેવાય, મતમાં આવ્યું એજ કરનાર.

**ખુલખુલ**—અબ ઉસકા મત બત સબ નિકલ જાયગા ?

**જેકુનશા**—કેમ ?

**ખુલખુલ**—એસા ઝાટકુંગા કે ફિર કોઇ દીન મમતકી બાતઇ નહિ.

**જેકુનશા**—શું કહો છો ! બોલશો ખરાક ?

**ખુલખુલ**—ક્યું નહિ બોલીંગે, ઓ કુવેમેં ગિરેગા તો ગિરને દેઇગેં ક્યા!

**ગંગારામ**—શાહબાશ ભાઇ, વાત તો ઠીક પણ હું એમ ધારૂં છું કે આપણે એની તપાસમાં જઇએ તો ઠીક. કારણકે ધાર્યા ઉપરાંત વખત થઇ ગયો છે ?

**જેકુનશા**—હા. ચાલો જઇએ.

**પસી**—ભાઇ ખાવાનું તૈયાર થયું છે, પિરસુ એટલીજ વાર છે માટે જાઓ તો જલદી પાછા ફરજો.

**ગંગારામ**—અરે અમે તો આ આવ્યા. (એમ કહી ત્રણે દરીઆ કિનારે આવ્યા) દરીઆ કિનારે વહાણુ ન દેખવાથી એકદમ ચમકયા અને ત્યાં ઉભેલા લોકથી પુછીને માહિતગારી મેળવવા માંડી. ગંગારામ કહે ભાઇઓ આ દરીઆના કિનારા ઉપર પરદેશી વહેપારીનું વહાણ હતું તે ક્યાં ગયું ?

**પહેલો**—ત્રણ મહિના થયા અહીં વહેપારીનું એકે વહાણ આવ્યું નથી.

**ગંગારામ**—ત્યારે તમને ખબરજ નથી.

**બીજો**—એમને ખબર નહિ ત્યારે ખબર કોને ?

**જેકનશા**—ખબર હોયતો આમ બોલેજ ખરા ! કે વહાણ આવ્યુંજ નથી.

**બીજો**—ભાઇ એ આપણા અહિંના નાકાદાર છે અને કોઇ વહાણ એમની રજા વિના લંગર કરી શકતુ નથી.

**ગંગારામ**—ત્યારે આજેજ સવારમાં આ કિનારા ઉપર વહાણ હતું એ વાત ખોટી ?

**નાકાદાર**—એ વાત ખરી, પણ એ વહેપારીનું વહાણ નાહ અને તમારો પ્રશ્ન વહેપારીના વહાણનો છે તે ત્રણ માસથી આવ્યું નથી એ સત્ય.

**જેકનશા**—ત્યારે એ વહાણ કોનું ?

**નાકાદાર**—વિરા વહાણતો ચાંચીઆનું હતું.

**ખુલખુલ**—ચાંચીઆ કીસકું કહેતે હે ?

**નાકાદાર**—સમુદ્રમાં વહાણ લેઇ ફરનાર, લુટફાટ, કરનાર, અને સર્વને પ્રપંચથી પીડા આપનાર માણસોને ચાંચીઆ કહે છે.

**જેકનશા**—ત્યારે શું મિત્રને ચાંચીઆ લઇ ગયા હશે. (એમ કહેતાંજ આંખમાં આંસુ આવ્યાં)

**ગંગારામ**—જો એમજ હોયતો અપસોસ.

**ખુલખુલ**—ભાઇ ક્યા માલુમ કે એસાઇ હુવા હે.

**નાકાદાર**—તમે ત્રણે કાંઇ વિચારમાં ગુમ થયાછો ખરા ! અને તે વિચાર ચાંચીઆના ભરખનો હશે.

**ગંગારામ**—ભરખ શું ?

**નાકાદાર**—આજે કોઈ જુવાન સોળ વરસની ઉમ્મરના છોકરાને પકડી લાવ્યા હતા જેની કાન્તી ચંદ્રસમાન હતી અને તેણે સુંદર વસ્ત્ર તથા ઘરાણા ધારણ કરેલાં હતાં.

**જેકનશા**—એજ, અરેરે ભાઇ ગંગારામ મારૂં હૃદય કંપે છે મને અંગમાં બેચેની પ્રાપ્ત થઇ છે.

**ગંગારામ**—સાવધ થા, ભાઇ ખરી હકિકત શી છે તે શાન્તીથી સાંભળ.

**નાકાદાર**—ખરી હકિકત એજ કે રાજકુમારને લઇ વહાણ ગયાંને કલાક થયો.

**ગંગારામ**—ભાઇ ખુલખુલ, જેકનશાતો પડયો બેભાન થયો હવે સમુદ્રમાં પડતું મુકો કાંઇ મિત્ર મળે તેમ નથી. માટે ત્વરાથી ભાઇને ઘેર

લેઇ ચાલો. (એમ કહી જેકનશાને ગાડીમાં લેઇને બંને ચાલ્યા) ગાડીમાંથી ઉતરતાં જોઇ પસીએ પુછ્યું, ભાઇ આ શું! આ તમારા મિત્રને ઓચીંતુ શું થઇ ગયું?

**ગંગારામ**—મિત્ર રણુમલના ગુમ થવાથી તેની ચપળ નાડી ચાલતી બંધ પડી છે.

**પસી**—મિત્રાઇ ફક્ત એનીજ સાથે છે, અને તમારી સાથે નહિ?

**ગંગારામ**—મિત્રાઇતો સર્વની સાથે પણ અમુક અમુક માણસના હ્રદયપર જુદીજુદી અસર થાય, એ ઇશ્વરી નિયમ છે. (જેકનશાને શુદ્ધિ આવવા લાગી.)

**ખુલખુલ**—ક્યું ભાઇ, આપ દીલકું કુછ કરાર હોતાહૈ ક્યા?

**જેકનશા**—(જરા શુદ્ધિમાં) રણુમલ, રણુમલ, રણુમલ.

**ગંગારામ**—રણુમલ છે, ગભરાવાનું કાંઇ કારણ નથી. (એમ આસનાવાસના કરતાં થોડીવારે બરાબર સાવધ થયો.)

**જેકનશા**—ગંગારામ, રણુમલ ક્યાં ગયો?

**ગંગારામ**—ભાઇ તે ચાંચીયાને હાથે પકડાયો, હવે ક્યારે છુટશે તથા આપણુને ક્યાં અને શી રીતે મળશે તે કહી શકાતું નથી.

## લલિત.

જે.—મિત્ર માહરા તજી ક્યાં ગયો, વિયોગ દુઃખનો લહ તેં દલો.
ગં—વહાલાંને તજી વહેરી વાસમાં, અધટતું કર્યું એક માસમાં.
ધર્મ જાણવા ધિરજ ના ધરી, કિમ્મત મિત્રની શી રીતે કરી.
મિત્ર ધર્મતો અમો બજાવતા, પિતળ પામીઆ હીમ તાવતાં.
તાપમાં અરે તેં ધર્યો નથી, ઉતાપો કર્યો સુક્યો સર્વથી.
જે.—આંખથી ગયો અંતરથી નહિ જશે, પળે પળે તુને યાદ આવશે.
ગં.—કહ્યું ન માનિયું મિત્રનું અરે, કર્મ કોપીયું તો ક્રિયા શુ કરે.

**ખુલખુલ**—અબે યાર આપ રહેને દો, કાંહાં તક રાગડા નિકાલોગે! સુનો મિત્રકું મિલનેકા એક ઉપાય હૈં જો કભી સચ્ચા પડે તો.

**બંને**—શું ઉપાય છે? જરા કહોતો યાર.

**ખુલખુલ**—મેને સુનાહૈ કે તુમારે હીંદુ ધર્મમેં કાશી કરકે કોઇ દેવકી જગા હૈ વાંહાં શિરપર કર્વત રખવાકે જો અપના જાન દેતાહૈ ઉસકુ જો ચાહતાહૈ સો મિલતા હૈ; ઓર દુસરા હિમાલે મેં અપને હાડકુ ગાલતા હૈ ઉસકુ ભી વેસાઇ હોતા હૈ ક્યું બાત સહી હૈ?

**જેકનશા**—હા એ વાત ખરીછે. જો શાસ્ત્ર ઉપર આધાર રાખીયેતો...

**ખુલખુલ**—તુમ તુમારે શાસ્ત્રકું નહિ માનતે હો ક્યા ?

**ગંગારામ**—નહિ કેમ શાસ્ત્ર એતો સત્ય છે. અને વેદની વાણી, સાક્ષાત ભગવાનના મુખની વાણી છે.

**ખુલખુલ**—જબ કાયકુ ઢીલ કરતેહો ચલો કાશી.

**ગંગારામ**—જેકનશા આ મિયાં તો ઠેઠ પહોંચ્યા.

**જેકનશા**—બરાબર કહે છે, મિત્રની લાગણી હોય ને ફરી મળવાની ઇચ્છા હોય તો એ સિવાય બીજો ઉપાય નથી.

**ગંગારામ**—પણ મિયા તમને કાશીમાં કર્વત કેમ મુકશે ?

**ખુલખુલ**—મેં બાવા બનકે રખવાઉંગા. અભી સે ભગવા કર લેતાહું.

**જેકનશા**—વાહ શાલબાશ ઠીક યુક્તિ. ભાઇ ગંગારામ મને પણ એમ લાગે છે કે આપણે પણ યોગિવેશ લઇ, જઈએ.

**ગંગારામ**—એતો ઠીક, પણ કેવી રીતે જવું ને ક્યારે કર્વત મુકાવવું ?

**જેકનશા**—એક ગામમાં બે રાત્રિ રહેવું નહિ, ભિક્ષા માગ્યાવિના ખાવું નહિ, અમૃત ભોજન આરોગવું નહિ, મુલાયમ પથારી સુવું નહિ, અને આજથી બરાબર બાર મહિને કાશીમાં જઇ કર્વત મુકાવવું.

**ગંગારામ**—જોગીના ધર્મતો પળે એવા છે !

**જેકનશા**—એમ કેમ બોલોછો? આમાં ના પળે તેવું શું.

**ગંગારામ**—ના પળે તેવું એકે નહિ. ત્યારેજ મને અચંબો થાય છે. બોળતાં વારજ થઇ નથી કે વિચાર પણ કરવો પડ્યો હોય ?

**જેકનશા**—તમારા ભાવાર્થમાં કાંઇ ગુહ્યાર્થ છે ? તે મારાથી સમજાતો નથી.

**ગંગારામ**—ખાવા લુખુ અન્ન અને પૃથ્વી એજ પલંગ એમાં પાળવાનું શું ? મને એક દ્રષ્ટાન્ત યાદ આવ્યું. એક રાજાએ પોતાના પ્રધાનને કહ્યું ચાર ટેકીલા ખોળી લાવો કે જેણે કોઇ દિવસ પોતાનો ટેક મુકયોજ નહોય ? એક માસમાં આ કામ તમારાથી નહિ થાય તો હું તમને નોકરીમાંથી બતરફ કરીશ. (એમ કહી તેને રજા આપી),

પ્રધાન દિનપ્રતીદિન વિમાસણ કરવા લાગ્યો, શરીરે સુકાવા લાગ્યો અને વિચાર કરવા લાગ્યો કે મારાથી અમુક કામ થયું નથી એવું બન્યુંજ નથી અને આજે મારી બુદ્ધિ ગુમ થઇ ગઇ છે તો કોઇ દૈવનો કોપ મ જાય છે. મારી બુદ્ધિની સરહદનીપાર ઇશ્વરે કોઇ કામ નિર્માણ કર્યુંજ નથી એમ હું જાણતો હતો, પણ આજે મારો અભિમાન ઉતરવો છે ... ! કામ કોઇ અન્યને હાથે થવું છે. હશે ઇશ્વર ઇચ્છા. એમ

કરતાં પચીશ દિવસ વિતી ગયા ને રાજાની મુદતને પાંચ દિવસ બાકી રહ્યા ત્યારે પ્રધાને ઘરમાંથી બહાર પણ નિકળવું બંધ કર્યું. અને એકાંતમાં વિચાર સુન્ય થઇ બેઠો. એટલામાં તેની પુત્રિ કપિલા પાસે આવી અને પુછ્યું. પિતાજી આપ વિચાર સુન્ય કેમ થયા છો અને કચેરીમાં જવું કેમ નથી થયું ? તમારા શરીરને અસુખ છે ?

**પ્રધાન**—લાકડી, શરીર તો સારૂ છે પણ મનમાં બેચેની ઉત્પન્ન થઇ છે.

**કપિલા**—થવાનું કારણ ?

**પ્રધાન**—કારણ દિકરી તને કહેવાથી શું પ્રયોજન.

**કપિલા**—પ્રયોજન શું પુછોછો, મારાથી બનતી મદદ કરી તમને દુઃખમાંથી મુક્ત કરૂં.

**પ્રધાન**—(ખડખડ હસીને) દિકરી તારામાં છોકરબુદ્ધિ છે, મેં પચીસ વરસ પ્રધાનગિરી કરી, હજારો અનુભવ કર્યા છતાં ગુંચાયોછું તે તું સોળવરસની છોકરી શું કરવાની હતી.

**કપિલા**—પિતાજી, એ તમારી અણસમજણ છે, ધર્મ, ભિમ, સહદેવ, નિકુળ આદી બીજા માહા પરાક્રમી યોદ્ધા છતાં ચક્રવ્યુહમાં દ્રોણની સામા અભિમન્યુને જવું પડયું તેનું શું કારણ ?

**પ્રધાન**—એ વિદ્યા અભિમન્યુ સિવાય કોઇ જાણતું નહતું ?

**કપિલા**—અરે માહા બાણાવળી, ગદાધારી અને માયાવી યોદ્ધા નહોતા જાણતા અને એક સોળ વરસનો અભિમન્યુ જાણતો હતો એ માન્યામાં આવે ?

**પ્રધાન**—એ માનવું અવશ્ય છે. માટે દિકરીનું પણ એમજ કહેવા માગતી હોય કે એ કામ જેમ અભિમન્યુથી થયું. તેમ આ કામ મારાથી થશે. તો લે હું તને કહુંછું,કે રાજાએ મને એક માસની મુદતમાં ચાર ટહીલા લાવવા કહ્યું છે કે જેણે પોતાનો ટેક કદી મુક્યોજ ન હોય તેને આજ પચીસ દિવસ થયા તે થવું નથી, અને નોકરી રહેવી નથી.

**કપિલા**—વાહ આવા જીજ કામમાં આટલી બધી ગુંચવણ ? ચાર તો શું પણ ચાર હજાર જોયતા હોય તો એક દિવસમાં મળે.

**પ્રધાન**—ત્યારે શું એ તારાથી બને તેમ છે ? મારી તો મતી ગુમ થઇ ગઇ છે.

**કપિલા**—મુદતને છેલે દિવસે તમારે કચેરીમાં જવું અને રાજાને જાહેર કરવું કે હું શોધ કરવા પ્રદેશ ગયો હતો; પણ મારી દિકરીને વાત

કરવાથી તેણીએ અહીં ખોળી મુકયા હતા તે હમણાં લઇને આવે છે.
( ઠરાવ પ્રમાણે પ્રધાન કચેરીમાં ગયો. )

રાજા—કેમ પ્રધાનજી ટેકીલા લાવ્યા ?

પ્રધાન—મહારાજ, હું શોધવા પરદેશ ગયેલો પણ એ સબંધીવાત મારી દિકરી જાણતી હોવાથી તેણીએ ખોળી મુકેલા ચાર હમણાં લઇ હાજર થાય છે.

રાજા—તમે પરદેશથી કેટલા લાવ્યા. ?

પ્રધાન—હું મારા પ્રયત્નમાં નિષ્ફળ થયો છું. ( એટલામાં કપિલા આવી તેણીની સાથે ચાર પુરૂષ હતા જેમાંને એક, આંધળો, બીજો, મુગો ત્રિજો બહેરો, અને ચોથો ઠુંઠો. )

રાજા—આવ દીકરી કપિલા, સારીતો છું ?

કપિલા—હા પિતા, આપની અમિદ્રષ્ટી હોય ત્યાં સુધી સુખશાન્તીછે.

રાજા—આ વખતે આવવાનું શું પ્રયોજન છે, અને સાથે આવેલા ચાર પુરૂષ કોણ છે ?

કપિલા—પ્રયોજન પિતાના દર્શનનું અને સાથે આવેલા ચાર ટેકીલા છે કે જે લાવવા મારા પિતાને આપ તરફથી હુકમ થયો છે.

રાજા—શાહબાશ, એ ચારે કેવી રીતના ટેકવાળા છે ? તે મને દર્શાવ ! ( કપિલાએ શિખવાડી મુકયા પ્રમાણે દરેક ઉત્તર આપે છે. )

કપિલા—( આંધળાને હાથ પકડીને ) બોલો તમારો શું ટેક છે ?

આંધળો—મેં જન્મ ધારણ કર્યો ત્યારથી અત્યાર સુધીમાં કુદ્રષ્ટીથી કોઇના સામુ જોયું નથી અને મરીશ ત્યાં સુધી જોવાનો પણ નથી.

કપિલા—( મુગા તરફ આંગળી કરીને ) રાજાજી આણે જનમીને કોઇ દિવસ કુવચન મોઢેથી ઉચ્ચાર્યું નથી અને ઉચ્ચારનાર પણ નથી. (બહેરા તરફ આંગળી કરીને) માહારાજા આણે જન્મ ધારણ કરીને કાને કોઇની નિંદા સાંભળી નથી અને સાંભળવાનો પણ નથી. ( પછી ઠુંઠા તરફ નજર કરીને પુછ્યું. ) તમારો ટેક શું છે ? મેં મારે હાથે અન્યાય, અધર્મ, કે હીંસાનું કામ કર્યું નથી અને કરનાર પણ નથી. (રાજાને) કેમ મહારાજ આપના મંગાવેલા ચાર ટેકીલા થયા કે જેમાંનો એક કે જેણે કુદ્રષ્ટી કરી નથી, બીજો કે જેણે કુવચન ઉચ્ચાર્યું નથી, ત્રિજો કે જેણે પર નિંદા સાંભળી નથી અને ચોથો કે જેણે હાથે અન્યાય કર્યો નથી.

રાજા—છેતરનાર છોકરી. અધિપતીને આકલવનો સમજે છે કેમ ?

કપિલા—કેમ મહારાજ, આમાં છેતરવાપણું શું છે ?

રાજા—આંધળાને આંધાપો, મુગાને મુગાપણું, બહેરાને બહેરાશ અને ઠુંઠાને ઠુંઠાપણું ક્યારથી થયું છે તે હું જાણવા માગુછું.

કપિલા—જન્મથી, જન્મથી........

રાજા—ત્યારે તેમાં ટેકીલાપણું કહેવાયજ નહીં. જન્મથી આંધળા છતાં જોયું નથી, જન્મ બહેરાએ સાંભળ્યું નથી, જન્મ મુંગાએ ઉચ્ચાર કર્યો નથી અને જન્મ ઠુંઠાએ હિંસા પણ કરી નથી, એતો છ મહિનાનું છોકરૂંએ સમજે કે જે અવયવની ખામી છે તેનો ઉપયોગ થાયજ નહીં.

કપિલા—રાજન રીસ ન કરશો. અવયવ છતાં તેનો ઉપયોગ ન કરે, પુરૂષાર્થ છતાં કામને જીતે, લક્ષ્મિ છતાં અભિમાનને વશ કરે, અધિકાર છતાં અહંકારને મારે, માન્યવંત છતાં અપમાન સહન કરે, પ્રાક્રમી છતાં નમ્રતા ધારણ કરે, એવા પુરૂષ તો હું અને તમે બંને બ્રહ્મા સમાન આવરદા પામીને પચાસ વાર પૃથ્વિ પ્રદક્ષણા કરીએ ત્યારે એક મળે તો તમે એક માસની મુદતમાં ચાર લાવવા કહ્યું તે કેવળ તમારી અજ્ઞાનતા બીજુ કાંઇ નહિ.

પ્રધાન—દિકરી રાજનને ખોટું લાગશે, હવે બસકર.

રાજા—પ્રધાનજી આમાં ખોટુ લાગવા જેવું કાંઇ છેજ નહિ, મારા હૃદય ચક્ષુ ઉઘાડવાની વાત છે ? ચલાવ દિકરી આગળ.

કપિલા—વડિલ આગળ ચાલવા જેવું છેજ નહિ હું ધારૂંછું કે તમારા મનની શંકા દુર થઇ.

રાજા—હા થઇ અને તું કહે છે તે સત્યજ છે.

ગંગારામ—મિત્ર તેજ પ્રમાણે આપણે જોગી થયા એટલે આપણને મુલાયમ બિછાના અને અમૃત ભોજન મળવાનાજ ક્યાંથી માટે એમ કહોકે જે મળે તે ખાવું. મળે તેનો ઉપભોગ કરવો અને પ્રયાસ કરી કાશી પહોંચવું.

જેકનશા—આજ તારી ચતુરાઇ જોઇ હું ચકિત થયો છુ. તુ કહે છે તેજ પ્રમાણે કરીશું હવે અહીંથી જલદી ચાલો.

પસી—બાઇઓ રસોઇ તાઢી થાય છે, જમીને પછી વાતો કરજો.

ખુલખુલ—અબ રહેને દેને ! રંગમેં બંગ કાયકું કરતીહે.

પસી—રંગ કાયકા ?

ખુલખુલ—ગેરૂકા.

ગંગારામ—ચાલો જે ભાવે તે ખાઇએ. ( જમીને વસ્ત્ર ગેરૂમાં બોળાવી બિજે દિવસે સવારમાં જોગી વેશ ધારણ કરી, ભસ્મ લગાવી ચ-

હતા થયા.) શોક સમુદ્રમાં ગરકાવ થએલા ત્રણે મિત્ર દેશાટણ કરવા લાગ્યા કોઇ ગામમાં બે રાત્રિ મુકામ ન રાખવો એવો નિશ્ચય કરેલો તે થોડે દિવસે એમને સુગમ લાગવા માંડ્યું, અને નવા નવા ગામનો તથા નવિ નવિ પદ્ધતિના માણસોનો અનુભવ થવા લાગ્યો. એક માસની મુસાફરી થતાં એક નગરની અંદર આવી પહોચ્યા, જે નગરમાં ફરતાં બજારની વચમાં એક સુંદર મહેલ તેમની નજરે પડ્યો અને એની શોભા ઉપરથી અનુમાન થયું કે આ કોઈ સદગ્રહસ્થનું મકાન હોવું જોઇએ.

ગંગારામ—ભાઇઓ, આ મકાનના ઓટલા ઉપર થોડીવાર વિશ્રાન્તિ લેવાય તો સારૂ.

જેકનશા—હુંપણ એમજ ઇચ્છતો હતો. (ત્રણે જણ ઓટલા ઉપર બેઠા.) થોડી વારે પચીસેક વરસની ઉમ્મરની એક બાઇ ઓટલા ઉપર આવી. જેવા તેણીએ આ ત્રણ જોગેશ્વરોને બેઠેલા દીઠા તેવીજ સ્વાસ ભરી પાછી ફરી, અને પોતાની બાઇ ને ખબર આપી કે આપણા મહેલના ઓટલા ઉપર અનાયાસે બાળ યોગેશ્વરો આવીને બેઠા છે જેમનું સ્વરૂપ ઘણું નાનું છે માટે મારી મતી તો એમ માને છે કે સ્વર્ગના દેવતા જોગી રૂપધરી તમારૂ મધુર ગાયન સાંભળવાની ઇચ્છાએ આવ્યા હોય.

સરદારકુંવર—દાસી, પ્રથમ એમનાં હું દર્શન કરી કૃતાર્થ થાઉ. તેઓ ક્યાં છે? મારા અંતરની ભક્તિથી દેવને દયા થઇ હોય, ને મારૂ પુર્વનું પાપ પ્રજાળવાને અત્રે દર્શન દેવા પધાર્યા હોય, માટે ચાલ! (એમ કહી બારણા આગળ આવી ઉભી રહી.)

જેકનશા—(નજર પડતાં) ગંગારામ. આપણી ધારણામાં ફેર પડ્યો.

ગંગારામ—શી ધારણા? અને શો ફેર.

જેકનશા—સદગ્રહસ્થ, ઘરગિષ્ટ માણસનું મકાન જાણી વિશ્રાન્તિ લેવા બેઠા, પણ જે આંગણામાં આવી ઉભેલી છે તે નાયકા છે.

ગંગારામ—એમ હોય તો આપણે અપવિત્ર ધામમાં ઉભુ ન રહેવું જોઇએ; ચલો.

ખુલખુલ—મેંતો અવલસેં સમજાથા કે, એ કોઇ રંડિકા મકાન હોયગા. કયું કે અમિરોકે વહાં તો ડેલીપે આદમી બેઠે રહેતે હે.

જેકનશા—એતો તમારી ભુલ છે જેની પાસે પુસ્કળ ધન હોય તે સર્વ વૈભવ રાખે.

ખુલખુલ—અરે એ રંડિકી જાત પેસે ઉધરાનેવાલી ઉમરાવકા ખરચ્યા કિસતરે ઉઠાયગી. ઉમરાવકા તો દીલઇ ઉમરાવ રહેતા હે. (એમ કહી ચાલવા માંડ્યું)

**સરદારકુંવર**—( કે જે સાંભળ્યા કરતી હતી ) ઉભા રહો મહારાજ મારે ઘેર ભિક્ષા કરીને જાઓ.

**જેકનશા**—તારે ઘેર અમારા જેવા પવિત્ર સાધુ કદી ભીક્ષા કરેજ નહિ.

**સરદારકુંવર**—મહારાજ હું બ્રાહ્મણને બોલાવી રસોઈ કરાવી આપને જે જમવાની ઈચ્છા હોય તે જમાડી આપની સેવા કરી મારાં કરેલાં પાપનો અનુગ્રહ ઈશ્વરની પાસે માગુ જેથી અઘોર નર્કની થતી સજાથી હું બચું.

**જેકનશા**—તારી સર્વ સમૃદ્ધિ આપતાં તારે ઘેર બ્રાહ્મણ રસોઇ કરવા આવેજ નહીં, ગુણકાના ગુરૂતો ભાંડ કહેવાય, માટે ભાંડને ભિક્ષા કરાવ.

**સરદારકુંવર**—મહાત્મા, ભાંડ આવે ને બ્રાહ્મણ ન આવે તેનુ શું કારણ.

**જેકનશા**—સાંભળ, એક વખતે કોઇ રાજ્યમાં જેઠ અને અષાડ મહિનામાં બિલકુલ વરસાદ નહિ થવાથી રાજાએ શ્રાવણ માસમાં શહેર બહાર ઉજાણી નિકળવાને ઢુંડી પિટાવી ત્યારે શહેરના સર્વે માણુસો પોતપોતાની સવડ પ્રમાણે જવાની ગોઠવણી કરી. તે વખતે ગામમાં રહેનારી નાયકાઓ સમક્ષ ટોળે થઇ અને વિચાર કર્યો કે બેનો કાલે શહેર ઉજાણી નિકળવાની છે, માટે આપણે કેમ કરીશું. ત્યારે એક જણીએ જવાબ દીધો કે, સૌ કરશે એમ આપણે પણ કરીશુ.

**માનુકુંવર**—અલી બેનો આપણે કોઇ દિવસ બ્રાહ્મણ પાસે રસોઇ કરાવી જમ્યાં નથી.

**ચંદાકુંવર**—ગાંડી બ્રાહ્મણે તે આપણે ઘેર રસોઇ કરે ?

**સતિકુંવર**—અરે બ્રાહ્મણ તો શું પણ બ્રહ્મા રસોઇ કરે !

**ચંદાકુંવર**—તુ કહે પણ હું ન માનું.

**સતિકુંવર**—ન માને તો તારા બેઠાં બેઠાં હમણાં બ્રાહ્મણને બોલાવું.

**બંદીકુંવર**—તુંતો સતિ સાધવી એટલે તારે ઘેર તો રોજ બ્રાહ્મણ રસોઇ કરતા હશે ! ( એટલામાં માર્ગે કોઇ બ્રાહ્મણ જતો હતો તેને દેખી બુમ પાડી. )

**સતિકુંવર**—મહારાજ જરા અહીં આવજો.

**બ્રાહ્મણ**—( ગુણકાના મકાનમાં દાખલ થયો ) કેમ શા વાસ્તે મને બોલાવ્યો ?

**ચંદાકુંવર**—મહારાજ, કાલે તમારે જમવાનું છે અને તમારે સૈ-

રસોઈ કરવાને રાંધવા મોકલજો. તમે કહેશો તે દક્ષણા આપીશું.

હિરકુંવર—મારીવતી પાંચ માણસ જમનાર અને હું પાંચસેં રૂપીઆ દક્ષણા આપીશ.

માનકુંવર—મારીવતી સાત જમનાર, રૂપીઆ ૭૦૦ દક્ષણા.

એમ વારાફરતી સર્વે બોલી રહ્યા પછી, સતિકુંવરે કહ્યું લ્યો મહારાજ તમારૂં તો કામ થઇ ગયું. પચાસ માણસ જમનાર અને સાત હજાર રૂપીઆ દક્ષણા, જનમારા સુધી રળવું નહિ પડે.

બ્રાહ્મણ—અરે રંડાઓ પાપ કર્મની કરનારીઓ, નર્કની અધીકારણો તમારે ઘેરતે બ્રાહ્મણ આવે ? સાત હજાર તો શું પણ સાત કરોડ મળતાંએ બ્રાહ્મણ ન આવે અને આવેતો બ્રાહ્મણ ન કહેવાય, નિચનું અન્ન પેટમાં જતાંજ બુદ્ધિભ્રષ્ટ થાય છે, અન્ન તેવો ઓટકાર માટે તમે અનેતો કહ્યું પણ ખબરદાર જો કોઇ બ્રાહ્મણને કહ્યું છે તો.

ચંદાકુંવર—( સતિકુંવરને ) સાંભળ; ધરાઇ ? બ્રાહ્મણીઆ રસોઇ જમવી છે.

બંદીકુંવર—એ સતિકુંવર તો ગમે ત્યાંથી બ્રાહ્મણ લાવશે.

બ્રાહ્મણ—આ અવતારમાં તો ન મળે; હેમાળો ગળીને ફરી અવતાર લે ત્યારે. ( એમ કહી ચાલતો થયો. )

રસ્તામાં જતાં એક ભાંડનો સંગાથ થયો કે જેણે તેને ગુણકાના ઘરમાંથી નિકળતાં જોયો હતો.

ભાંડ—મહારાજ, આજતો કાંઇ ગુણકાના ઘરમાં પગલાં કર્યાં હતાં, કંઇ મુરતબુરત જોવરાવ્યું કે શું ?

બ્રાહ્મણ—ના બાઇ, હું રસ્તે ચાલ્યો જતો હતો અને મને ધાંટો કાઢી બોલાવ્યો અંદર દશ બાર રંડાઓ એકઠી થઇ છે. શહેર ઉજાણીમાં બ્રાહ્મણ પાસે રસોઇ કરાવીને જમવું છે.

ભાંડ—બ્રાહ્મણ તે મફત આવે ?

બ્રાહ્મણ—મફત નહિ એણે સાત હજાર રૂપીઆ આપવા કર્યા અને પચાસ માણસ જમનાર.

ભાંડ—ઠીક. ત્યારે તમે ના કહી હશે ? ( બ્રાહ્મણ કહે વળી ના તે આથામાં વાગે એવી. )

સર્વ જણીઓ મળી હાંસી કરવા લાગી જેણીનો અતિશય આગ્રહ હતો તેણીને કહ્યું ખાખા બ્રાહ્મણ જમાડવા છે. ત્યારે તેણીએ જવાબ દીધો કે તમારા સર્વની મરજી હોય તો એક ઉપાય છે, તે હું તમને

સુજાડુ. બળ્યો આપણો અવતાર તો એળે ગયો છે. આ અવતારમાં અઘોર પાપ કરી પેટ ભરીએ છીએ પણ પછીના અવતારમાં આપણને અન્ન નજરે જોવા પણ ઇશ્વર આપશે નહિ. હે જગદીશ્વર ઉત્તમ મનુષ્યા દેહમાં ઘોર કર્મની મતી મને શાને સુજી, બેનો તમારી મરજી ગમે તેમ હોય પણ મેંતો અત્યારથી પ્રતિજ્ઞા કરી કે અધમ કામ કરી પાપમાં વધારો કરવો નહિ, અને નિતીનો રસ્તો ઝાલી, પુન્યમાં વધારો કરવો.

હીરકુંવર—સે હવે રાખ્ય ક્યાં સુધી ઝાકળીયું ગુડીશ.

માનુકુંવર—હવે તો ભક્તાણી થવું છે.

ચંદાકુંવર—સો ઉંદર મારીને મનીબાઇ પાટ બેસવાનાં છે.

સતીકુંવર—હવે જવાદ્યો બધી વાત કાલે કેમ કરવું તે કહો ?

હીરકુંવર—એતો આપ ગંગાજળ જેવાં ગુણકાને પુછો છો કોને ? તમે સર્વ મશ્કરી કરોછો પણ સાંભળો આપણે બધી વાણીયણો બનીને ગામમાં નિકળીએ અને બ્રાહ્મણને લાવીએ.

સર્વેજણી—હા ચાલો એમ કરીએ. સર્વ મતે થતાં સવારમાં હીંદુવઇ પોશાક પહેરી સાદઇ રાખી બ્રાહ્મણના મોહોલ્લામાં ફરવા ગઇ. મહારાજ કોઇ રાંધવા આવશો ? કહેશો એ દક્ષણા આપીશું. ઇશ્વરની અકળકળા એવી કે સર્વ બ્રાહ્મણો વચને બંધાઇ ગયા હતા એટલે કોઇ તેમને હા પાડી શક્યા નહિ. છેવટે નિરાશ થઇ પાછા ફરતાં રસ્તામાં બ્રાહ્મણ દશ વીશેક મળ્યા. આડાં ત્રિપુંડ કપાળે કરેલાં; ચક્કર પાઘડીઓ માંથે બાંધેલી નજરે પડતાંજ નાયકાએ કહે મહારાજ ઉજાણીમાં અમારી સાથે રાંધવા આવશો ?

મુળશંકર—છગનશંકર, કેમ હા પાડવી ?

છગનશંકર—જોઇએ શુ દક્ષણા આપે છે.

ભટાશંકર—તમે દક્ષણા શુ આપશો. અને નાતે કોણ છો ?

નાયકા—દક્ષણા તમે માગશો તે. અમે નાતે વાણીઆં છીએ.

મુળશંકર—અમે તો પાંચસે રૂપીઆ લઇએ.

નાયકા—તમારા મોંમાંથી નિકળ્યું તે કબુલ. પાંચસે રૂપીઆ.

મુળશંકર—રાંધવાનું શુ અને કેટલું?

નાયકા—દુધપાક પુરી. વિસ માણસ અમે છીએ અને વિશેક તમે એમ એટલે આપણે પચાસેક માણસની રસોઇ કરવાની છે.

મુળશંકર—ચાલો સર્વ સાહિત્ય તૈયાર કરી દરવાજા બહાર બુદ્ધિ બાગમાં આવો અમે બેઠા છીએ. (એમ કહી ગયા) સઘળી સાહિત્ય ગા-

ડામાં ભરી સર્વે આલી. રસ્તામાં ઠાંગા ઢોળ કરવા લાગી.અલી ઓ હીરકુંવર.

હીરકુંવર— શુ કહેતાં હશો !

માનકુંવર—આ સતિકુંવરે તો આપણુને પાવન કર્યાં.

ચંદાકુંવર—અરે હજી બ્રાહ્મણીઆ રસોઇ જમીએ તો ખરાં ?

માનકુંવર—થશે એટલે જમીશુજ કે નહિ, પણ બ્રાહ્મણે આપણુને ઓળખ્યાં નથી.

ચંદાકુંવર—તારે આપણે કયારે બ્રાહ્મણને ઓળખ્યા છે ? કે એ તે બ્રાહ્મણ છે કે બયડા.

માનકુંવર—અલી શુદ્ધ બ્રાહ્મણ જેવા બ્રાહ્મણ દેખાય છે ને કેમ આમ બોલે છે ?

ચંદાકુંવર—તારે આપણે ક્યારે નાયકણો લાગીએ છીએ. માન કહે તારે તારૂં એમ કહેવું છે કે, એ બ્રાહ્મણ નથી ?

ચંદા—ખબર પડશે. ( એમ વાતો કરતાં વાડીએ આવ્યાં ), રસોઇ તૈયાર થઇ જમી રહ્યા પછી બ્રાહ્મણોને એક હજાર રૂપીઆ દક્ષણા આપી બ્રાહ્મણોને પ્રસંન કર્યા. સર્વ જણે વહેંચી લીધા, પછી રૂપીઆ ગાંઠે બાંધી રજા માગી.

માનકુંવર—મહારાજ સાંભળો—

સતિકુંવરે સત જણાવ્યું, જાળવી સૌની જાતર,<br>
બ્રાહ્મણ લોભે ભાણા માંડયાં, અમો સર્વે પાતર.

મુળશંકર—અરેરે આ ધાટ થયો ! હશે ફિકર નહિ ઇશ્વરે અમારી લાજ રાખી.

ચંદાકુંવર—સાંભળ માન, બ્રાહ્મણતો ઉટલા ખુશી થયા. (મુળશંકર તરફ હાથ કરીને ) કેમ મહારાજ એમ બોલ્યા કે ઇશ્વરે લાજ રાખી.

છગનશંકર—સાંભળો અમે કોણ છીએ તે.

ભલા સાથે ભલા થઇએ, અને દાંડ સંગાથે દાંડ,<br>
પાતરને જાતર કરાવી, અમે બધા ભાંડ.

સતીકુંવર—હાય હાય, આ શો ગજબ.

ચંદા—ગજબ શેનો, કંઇ વટલાઇતો નથી ગઇ.

હીરકુંવર—બકતાણીને બ્રાહ્મણ જમાડીને પાપ ઓછું કરવું હતું.

ચંદા—ઓછું તો ન થાય પણ વધારે થાય, આપણું અધમનું અન્ન ઉત્તમ વર્ણને ખવરાવાયજ કેમ ! (એતો બ્રાહ્મણ બનીને ભાંડ જમી ગયા.)

જેઠનશા—એ રીતે હે નાયકા એટલા છળ પ્રપંચ છતાં એટલી

આશાઓ છતાં બ્રાહ્મણો ન આવ્યા તો તારે ઘેર બ્રાહ્મણ શું આવે. અને કદાચ આવે પણ તારૂં અધમનું અંન્ન અમારા પેટમાં જાય તો બુદ્ધિ ભ્રષ્ટ થાય માટે સબુર કર અને ખબરદાર જો કોઇને હવે પછી કહ્યું છે તો. ( એમ કહીને ચાલ્યા. )

**સરદારકુંવર**—યોગેશ્વરો માહા સિદ્ધિવાળા છે, એમણે મને તુરત ઓળખી, માહાજ્ઞાની છે, માટે ગમે તેમ કરી મારા મહેલમાં પગલાં કરાવું ત્યારેજ હું ખરી. ચાલ જઇ રાજાને કહુ એટલે એ નહિ આવે તો બાંધી મંગાવશે. છોકરી મારા ઉત્તમ વસ્ત્રો કાઢ રાજ કચેરીમાં જઇએ.

**રાજા**—કેમ, સરદાર આજે એકલી વારા સાજંદા ક્યાં છે? સરદારે કહ્યું મહારાજ મજરો કરવા નથી આવી હું આપને એક ખબર કરવા આવી છુ.

**રાજા**—શું છે તે કહે.

**સરદાર**—મહારાજ. આજે ત્રણ બાળયોગિશ્વરો મારા મકાનના ઓટલે આવી બેઠા હતા તેમની સાથે મારે કેટલીક વાત ચિત થઇ તે ઉપરથી તેઓ વિધ્યાવાન તથા સિદ્ધિવાન જણાય છે.

**રાજા**—જા એમને અહિં લઇ આવ.

**સરદાર**—મહારાજ કેટલીક બાબતમાં મને ફિટકાર કરી ચાલતા થયા. અને નગ્રની બહાર પણ નિકળી ગયા હશે.

**રાજા**—તને કઇ બાબતમાં ફિટકાર કર્યા ?

**સરદાર**—એ બધી વાત કહેવા રહીશ તો વિલંબ વધારે થશે માટે જો જલદી બોલાવા મોકલો તો તે અનુભવ તમને પણ થશે.

**રાજા**—બે સવાર જાઓ અને મેરમના દરવાજા બહાર જતા ત્રણ જોગીને સમજાવીને, અથવા આગ્રહ કરીને ને નહિતો બાંધીને પણ લાવો! જોઉં કેવા છે. (બે ઘોડે સ્વાર ચાલ્યા) ઘોડે સ્વારો અરસપરસ વાતચીતે ગુંથાયા, તેમાના એકે કહ્યું ભાઇ તારો શું વિચાર છે?

**બીજો**—શા પ્રસંગમાં ?

**પહેલો**—રાજાએ આપણને તેડવા મોકલ્યા હવે ઇશ્વર ઇચ્છાએ, યોગી નજ મળે અને આપણે પાછા જઇએ તો રાજા આપણને કાંઇ તિરસ્કારના શબ્દ આપે કે નહિ ?

**બીજો**—રાજા એવો મુર્ખનો સરદાર છે કે, તારી નજરતો તિરસ્કારના શબ્દ સુધી પહોંચી પણ મારી નજરતો એથી દુર જાય છે.

**પહેલો**—ક્યાં સુધી.

**બીજો**—નોકરીમાંથી કાઢી મુકે ત્યાં સુધી.

**પહેલો**—દેવતા મુકયો એની નોકરીમાં, નોકરોતો સર્વ રાજ્યમાં છે પણ આને તો સાત ગામડીનીસાહેબી ઉપર ડિમાક બહુ, આજે સાત સાત વરસ થયાં બાળકના મોં દીઠયે !

**બીજો**—તારાંતો બાળકો તારા દેશમાં હશે પણ મારો છોકરો બાર વરસનો થયો પણ હજી મને ઓળખતો નથી.

**પહેલો**—એ કેવી રીતે બન્યુ કે બાર વરસનો છોકરો બાપને ન ઓળખે ?

**બીજો**--સવારમાં ઉઠી નિત્ય નિયમ પરવારી ઘોડેસ્વાર થાઉછું ત્યાં સુધી બાળક ઉઠયોજ નથી હોતો, અને જ્યારે રાતના દશ વાગે છુટી ને ઘેર જાઉછું ત્યારે ખાઇપીને સુઇ ગએલો હોય છે. એક વખતે એના સરખા બાઇબંધોની સાથે વાતમાં વાત કરતો હતો કે મેં મારા બાપને હજી દીઠા નથી.

**પહેલો**—ત્યારે તમને શું બાર વરસ નોકરી કરતાં થયાં?

**બીજો**—થયાંજ હશે. છોકરાનો જન્મ થયો ને સવામહીને હું અહીં આવ્યો છું, ત્યારથી અત્યાર સુધીમાં મેં છોકરો ખોળામાં લઇને રમાડયો નથી. જાગતો દેખું તો રમાડુંકની !

**પહેલો**—લે ભાઈ તારી કરમકથા રહેવા દે અને મારા મનના વિચાર થવાદે રાજાતો સર્વે સાંભળીએ છીએ પણ આનાથીતો અવળીછે.

**બીજો**—હવે છુટાય તેમ છે?

**પહેલો**—મેંતો નિશ્ચય કર્યો છે કે, હવે છુટેલા પાછા ફરવું નથી, આપણા નસિબે જો યોગેશ્વરોનો મેળાપ થશે તો હુંતો એમના ચરણની સેવામાં રહીશ.

**બીજો**—ભાઈ ઘણુંજ સારો વિચાર કર્યો મહાન પુરૂષોની સેવા એજ મનુષ્યા દેહનું સારથક.

**પહેલો**—અરે ઓ પેલા દેખાય, ચાલો ઉતાવળા. ( એમ કહી ઘોડા દોડાવ્યા. )

**જેકનશા**—ગંગારામ, ઘોડે સ્વારો લુંટારાની તપાસમાં જાય છે.

**ગંગારામ**—વાંસવાડામાંતો એકેક સવાર દરેક દરવાજે જાય છે અને આ બે કેમ ?

**જેકનશા**—આગળ જતાં બે રસ્તા આવતા હશે. ( ઘોડેસ્વારો નિચે ઉતરી પગે લાગ્યા ) મહારાજ આપજે નગ્રમાંથી ચાલ્યા આવો છો તેજ

નગરના રાજાના અમો ઘોડેસ્વારો છીએ, થોડા કલાક પહેલાં સરદારકુંવર નામની નફ્ટ નાયકાએ આવી રાજાને આપના સબંધમાં કાંઇ કહ્યું, તેથી રાજાએ અમોને તમને તેડવા મોકલ્યા છે, કે મહારાજને સમજાવીને, આગ્રહ કરીને, નહિતો બાંધીને લાવો; પણ એના હુકમને માન આપવાને અમો બંધાએલા નથી. અમે એની દ્રષ્ટીથી દુર થતાંજ નોકરી મુકી છે. અમો બંને આપના ચરણુની સદા સેવા કરીશું અને આપની આજ્ઞામાં રહીશું. જેથી સંસારરૂપી સમુદ્રમાંથી ઇશ્વર મુક્ત કરે.

જેકનશા—પ્રસન્ન રહો, આનંદ રહો બચ્ચા, ચલો અપની સંગ વાંહાં સબ અચ્છા હોજાયગા, ચોરાશીકે ફેરે તુમારે મીટ જાયંગે.

સ્વારો—બહુ સારૂ મહારાજ જેવો આપનો પ્રતાપ ! સ્વારોના મેળાપ પછી બે દિવસ મુસાફરી કરી ત્યારે માર્ગમાં મોટી નદી આવી કે જેની પાર વહાણુ વિના જઇ શકાય નહિ.

જેકનશા—ગંગાગર, આ નદીની પાર ઉતરવાને આપણી પાસે સાધન નથી અને પાણી અથાગ છે, મને અહીંથી ઘોડાપુર આવ્યું હોય એવું દેખાય છે, માટે તમે કહો તેમ કરીએ.

ગંગાગર—જેકનગર તમે કહો છો તે ખરૂં, સાધન મળશે તો ઠીક નહિ મળે તોએ ઠીક જંગલમાં રહ્યા તોય ઘર છે, અને ઘરમાં રહ્યા તોય જંગલ છે આ દેહનેજ મિથ્યા માન્યો હવે એને સુખ કરવાને તૃષ્ણામાં તુટી મરવું એ હાથે અંગારા ઝાલી દાઝવા જેવું છે.

ખુલખુલગર—સચ કહેતે હો. સચ કહેતેહો, દોચાર દીન સરીતાકે કિનારેપર મુકામ ડાલો ફિર દેખા જાયગા.

ઘોડેસ્વારો—મહારાજ આપની દ્રઢતાને ધન્ય છે. આપે જે નિશ્ચય કર્યો હશે તે બાજબી કર્યો હશે. પણ આપ ત્રણે મહાત્માઓનિ ધ્યાનમાં ઉતરે તો અમારી અરજ છે, કે આ અમારા બંને ઘોડાના સાધનથી આપણ પાંચે જણ પાર ઉતરી શકીએ છીએ.

ગંગાગર—જો એમ થતુ હોય તો ઘણું સારૂં. પણ ઘોડા બે ને પાર ઉતરનાર પાંચ તેનું કેમ ?

ઘોડેસ્વારો—અમો બંનેમાંથી એક દર વખત તમારી સાથે રહીશું. અને એકને સામે પાર મુકી આવતાં ઠાલો ઘોડો પાછો લાવી બીજાને બેસારી લઇ જઇ શું, એમ ચાર વખત આવ જાવ કરીશું એટલે સર્વ જણ પેલીપારને પામીશું.

જેકનગર—સાધન સારૂ મળ્યું. પ્રથમ તમો બંને સવારો જાઓ

અને ( કહેવા પ્રમાણે બંનેજણ સામે પાર ગયા. ) ત્યાં એક જણે ઉતરી ઘોડો પાછો મોકલ્યો, ત્યારે જેકનશાએ સ્વારી કરી બીજા સ્વારે ઘોડાને મોંઢીએથી પકડ્યો અને પાર ઉતારી પાછો આવી ગંગારામને એમજ પ્રમાણે પાર લઇ ગયો હવે ખુલ્લખુલ્લ જમાદારને બેસારી, પ્રથમ પ્રમાણે પોતાના ઘોડાને કબજે રાખી બીજા ઘોડાને મોંઢીએથી ઝાલ્યો અડધી નદીએ ગયા એટલામાં ખુલખુલ મિયાએ રોદ્ બજાવ્યો.

ખુલખુલ—તુમ છોડદો ઉસકુ મત પકડો.

સ્વાર—મારા પકડવાથીજ તમે ટકી રહ્યાછો.

ખુલખુલ—અરે ક્યા છોકરી જેસી બાત કરતા હે ! મેંને તો બહોત ઘોડે ફીરાએ હે ! છોડદે ! સ્વારે પોતાનો હાથ ખેંચી લીધો કે તરત ઘોડો વેનમાં તણાતો ચાલ્યો. સ્વારે જાણ્યું મહારાજ પાછા આવે છે પણ મહારાજ તો મહાસાગરનો મેળાપ કરવા ચાલ્યા. ધણી લગામ ખેંચી પણ પાણીના પુરમાં ઘોડો થોભી ન શક્યો જેમ જેમ આગળ જતો ગયો તેમ તેમ પાણી વધારે આવતું ગયું અને તાણમાં ઘોડો ટકી શક્યો નહીં. કાંઠા ઉપર ઉભેલા ગંગારામ તથા જેકનશા બુમો પાડવા લાગ્યા અલ્યા; કાઢ કાઢો ! કાઢો ! એટલામાં પાણીના વેગથી ઘોડો ગુમ થયો, અને બન્નો નિરાશ થઇ ગયા.

જેકનશા—ગંગાગર.

ગંગાગર—મુવા, ગર, ભાઇ બોલતા હો એમજ બોલોને સ્વારોને આપણી પાસે રહેવું હશે તો રહેશે, ને નહીં રહે તો એમની મરજી.

જેકનશા—બંને મિત્રથી વિખુટા પડ્યા, એકતો કેવી સ્થિતીમાં હશે તેની ખબર નથી, અને આ બીજો આપણી નજર આગળ ડુબીને મરણ પામ્યો.

ગંગરામ—નારાયણની એમજ મરજી હશે, હવે ચાલો કોઇ ગામમાં આઠ દશ મહિના ગાળીએ અને એક માસ રહેશે એટલે કાશીનો રસ્તો પુછી ચાલ્યા જઇશું.

જેકનશા—તમારી વાત મને ગોઠતી આવી. ( ઘોડેસ્વારોને ) કેમ ભાઇ તમારે અમારી પાસે રહેવાની મરજી હોય તો રહો. અમો જેવા તમે ધારોછો તેવા જોગી નથી, અમારો જોગ વિયોગજોગ છે.

સ્વારો—વિયોગ જોગ કેવો, સંયોગજોગ કેવો તે જરા કૃપા કરીને સમજાવો.

જેકનશા—સગાનો કે સ્નેહીનો વિયોગ થાય અથવા તેનો ઘાત થાય, તેના દુઃખે કરીને વૈરાગ આવે અને સંસાર ઉપર અપ્રિતી થાય,

તેને વિયોગયોગ કહે છે. કામથી અંધ થએલા પુરૂષને કુંભીપાકમાં નાંખનારી મન ગમતી મોહની મળે તેના મુખના ચાડામાં ચિત્તને ચોટાડી વહાલાના વહેરી થઇ રાનમાં રઝળાવનારી રંડાને લઇ પેટ ભરવાને કૃત્સ્નને ઢાંકવા જોગી થાય તે સંજોગજોગ. કોઇના નાણા લઇ તેને વાપરી ખપીને ના આપવાની દાનતે જોગી થઇ ચાલ્યો જાય તો તે પ્રપંચ ( પાકળ ) યોગ કહેવાય, અમુક માણસ પાસેથી ધારેલી વસ્તુ મેળવવાને જોગી થયા વિના મળે તેમ છેજ નહીં, એમ ધારી જોગીપણું ધારણ કરી દુનીઆને દગા કરવા, તેને કપટ યોગ કહે છે. છેલ્લુ, યોગનાં પુસ્તકોના અભ્યાસથી, તેના રાત્રિ દિવસ રટણથી, મનનથી અને મહાન પુરૂષોના સમાગમથી, તથા ઉપદેશથી સંસાર તુચ્છ થઇ અવીનાશીને ઓળખી લીધા પછી જે યોગ ધારણ થાય છે તેને સિદ્ધિ યોગ કહે છે. જાગ અજ ભવસાગરને પાર કરનાર છે. માટે હે મુમુક્ષુ અમારી પાસે રહેવાથી તમારી ધારેલી ધારણા પાર પડવાની નથી, પછી તમારી મરજી.

ઘોડેસ્વારો—મહારાજ, "[illegible] પુત ને ખો આઇ ખસમ" એવો ઘાટ થયો. આપના ઉપર આધાર રાખી નોકરીથી દુર થયા, હવે ફરીને નોકરી મળવાની નથી માટે અમો તો " ન રહ્યા ઘરના ને ન રહ્યા ઘાટના."

જેકનશા—તમો દિલગીર થશો નહિ, અમે તમોને એક કાગળ લખી આપીએ છીએ તે લઇ વાંસવાડામાં રાજમાતા ધિરજબા પાસે જાઓ અને અમારા પ્રણામ કરી કહેજો કે આ કાગળ અમો રણુમલસિંહ પાસેથી લાવ્યા છીએ. ( કાગળમાં ભલામણ કરી વિદાયગિરી આપી.)

ગંગારામ—ભાઇ આપણે એજ રહ્યા, જંગલતો ભયંકર છે હવે કેમ કરીશું ?

જેકનશા—ભાઇ, સુખ અને દુઃખ એતો દેહના ધર્મજ છે ને કર્મે કરીને આવી પડે છે.

ચાલતાં રસ્તામાં વાઘના ઘુરકાટ, હરણની દોડા દોડ, રીંછના ઘુરકતાં નાગનાં ફરવાં, અનેક પક્ષીઓના પોકાર માલમ પડવા માંડયાં.

ગંગારામ—જે જે જીવજંતુઓ, પશુઓ અને પક્ષીઓ જોવામાં આવે છે તે સર્વ અઘાર જંગલના રહેનાર છે માટે વીસ ગાઉમાં કાંઇ ગામ હોય એમ મારાથી મનાતું નથી.

જેકનશા—નજ હોય એ સિદ્ધ છે. પણ ભાઇ પેલા પહાડની તળેટીમાં જઇ જરા વિશ્રાન્તી લઇએ.

ગંગારામ— ભલે ચાલો વિશ્રાન્તી તો મળશે પણ શાન્તી મળવાની નથી.

**જેકનશા**—ગોવિંદની ઘટમાળ નિરંતર ફર્યાજ કરે છે, અને સઘળા મણકા એક સરખા નથી હોતા, દુઃખ છે તો સુખ પણ આવશે માટે ધિરજધર.

**ગંગારામ**—સુખ ક્યાંથી, જે ચાર મિત્રો મળીને હાસ્ય વિનોદમાં દિવસ ગુજાર્યા છે તેજ ચાર મિત્રો ફરીને મળવાના નથી.

**જેકનશા**—ભાઇ આ કાંઇ ભોંયરૂં હોય એમ લાગે છે ? અને એ કોઇ મહાન પુરૂષની ગુફા હશે. નહિ તો આ જંગલમાં પહાડની તળેટીમાં અને માણસના પગરવટાવાળી જગા હોય નહિ.

**ગંગારામ**—જે હશે તે, આપણે શું. મહાત્મા નહિ ને સાક્ષાત જગદીશ્વર બિરાજેલા હોય તોપણ આપણા મનને આનંદ થનાર નથી.

**જેકનશા**—મારી ઇચ્છા એવી છે કે અંદર પ્રવેશ કરી અવલોકન કરી આવું, કેવી રીતની રચના છે.

**ગંગારામ**—એમાં રચના નથી. પાણીના મારથી ભુવો પડેલો, એમાં જોવા જેવું કાંઇ હોયજ નહિ, અને પ્રવેશ થાયજ નહિ.

**જેકનશા**—ભાઇ તમે જરા બેસો હું આ આવ્યો.

**ગંગારામ**—જેકનશા. તમે જે કરવા માગોછો તે મારી મરજીથી વિરૂદ્ધ છે. એ હવડ ખાડામાં ઝેરી જનાવરો વસતાં હશે અને તેથી જીવનું જોખમ થાય એવી ધાસ્તી લાગે છે, માટે એ ગાંડાઇનું કામ સમજુ પુરૂષે ન કરવું.

**જેકનશા**—તમે ધારો છો એટલી બધી હવડ જગા તે નથી. (એમ કહી ભોંયરામાં ઉતર્યો.)

થોડીવાર સુધી ભોંયરામાં તેને અંધકાર લાગ્યો, પછી જરા જરા સુજવા માંડયું ત્યારે તેણે સામેની બાજુએ એક નાની બારી દીઠી, તેમાં પ્રવેશ કરતાં થોડે સુધી તેને સાંકડી નેળમાં ચાલવું પડયું તે નેળના મધ્ય ભાગમાં જુજ અજવાળું પડતું હતું તે પ્રકાશ પહાડની ઉપર જરા ફાટ પડવાથી આવતો હતો, પ્રકાશ મુકી આગળ અંધકારમાં ગયો ત્યારે એક મોટા ઓરડામાં તે દાખલ થયો જેની લંબાઇ પહોળાઇ આશરે સો ગજ હતી. આ વિશાળ ઓરડો પહાડમાં જોઇ જેકનશા અચંબો પામ્યો, બારીકાઇથી તપાસતાં ચારે તરફ ભિંતો ઉપર ટાંગેલાં અથિયારો તેણે જોયાં, આ શું આશ્ચર્ય આ તરવારો, ગુપ્તીઓ, ભાલા, કિરચો, કટારો, બરછીઓ, ઢાલો, અને તિરકાંમઠાં વિગેરે કોનાં હશે, એમ અવલોકન કરતાં ઓરડામાં ફરતાં એક ભિતમાં તેણે થોડો પોલાણનો ભાસ દીઠો કે

જેમાં બે માણસો સાથે આંગળી ઝાલીને પ્રવેશ કરી શકે, તેણે વિચાર્યું હજી આગળ કાંઇ છે ખરૂં. લાવ તપાસ કરૂં એમ કહી બીજા બારામાં પ્રવેશ કર્યો ત્યાં એવું અંધારૂં હતું કે તેને પોતાનો એક હાથ આગળ રાખવો પડતો હતો અને પગલાં ગણી ગણીને માંડવાં પડતાં હતાં, થોડીવારે ગલી જેવા રસ્તાનો અંત આવ્યો અને બીજા વિશાળ ચોગાનમાં દાખલ થયો જેની ચારેગમ ફરતા ઘોડા બાંધેલા હતા તે આશરે ગણતાં સો એક માલમ પડ્યા, એ ચોગાનમાં અજવાળુ આવવા પહાડને ટોચ ઉપરથી કોઇએ કોતરેલો હતો, જેકનશા કહે અહો આ શું આશ્ચર્ય, પેલા ઓરડામાં સર્વ હથીઆર અને મેદાનમાં ઘોડા. ત્યારે આ હથીઆરને ધારણ કરનાર અને ઘોડા ઉપર સ્વારી કરનાર માણસો ક્યાં હશે. હું એમ ધારૂં છું કે કોઇ રાજ્યની મોટી લડાઇ વખતે સંતાડેલા ઘોડા તથા હથીઆર એમને એમ રહી ગયાં છે, ના ના પણ રહી શું જાય ઘોડા બાંધ્યા ભુખ્યા રહે તો જીવે કેમ! માટે આ કોઇ દેવતાઇ મકાન હશે, સઘળા દેવ રાત્રે અંતિરક્ષથી હેઠા ઉતરી આ વનની ચોકી કરતા હશે, પણ પેલી સામી બારી પાછી શાની જણાય છે, હું આવ્યો એતો નહીં, નાના એતો આ રહી પાછળી લાવ જોઉં આગળ શું છે, પણ ગંગારામ ગભરાતો હશે, મને વિલંબ વધારે થયો, આશરે અડધા ગાઉની મુસાફરી મેં પહાડમાં કરી હશે. માટે ચાલ જરા તપાસ કરી જલદી પાછો ફરૂં એમ અંતરમાં વિચાર કરી પત્થરની બારીમાં પ્રવેશ કર્યો. થોડી મુસાફરી કરતાં વળી એક મેદાન આવ્યું તેમાં પચાસ સાઠેક માણસો બેઠેલા હતા તેમાના એકની નજર જેકનશા ઉપર પડી. અરે તું કોણ છે ને અહીં કેવી રીતે પ્રવેશ કરી શક્યો? જેકનશાએ વિચાર્યું. દેવતાઇ જગા નથી ચોર લુંટારા છે. માટે "દમ પાડશે ગમ."

**જેકનશા**—હું સાક્ષાત બ્રહ્માનો નિર્માણ કરેલો આદમ તમારા કલ્યાણને અર્થે અહીં આવ્યો છું.

**લુટારાનો અધિપતી**—જાઓ એકદમ આગળનું બારણું બંધ કરી આવો કે જે ખુલ્લું રહી જવાથી આ માણસ અહીં સુધી આવવા પામ્યો.

**૧ લુટારો**—મહારાજ દ્વાર સખત બિડેલું છે.

**અધિપતી**—ત્યારે ગુફા તરફ સરત કરો કે [illegible] રહી ગયું હોય. જેકનશાએ વિચાર કર્યો કે જે બારણેથી હું દાખ[illegible] તેનો અતિશય ઉપયોગ કરતા હોય એમ લાગતું નથી આમને આવવા જવાનો રસ્તો બીજો હોવો જોઇએ અને તે મોટો અને સારો હશે. ફિકર નહિ શું

થાય છે તે જોઇએ છીએ. (બારણું બંધ કરી આવેલો માણસ કહેવા લાગ્યો; મહારાજ દ્વાર ખુલ્લુ રહી ગએલું હતું તે મેં બંધ કર્યું.

**અધિપતી**—(જેકનશાને) બોલ કોણ છું સત્ય હકિકત કહે નહિ તો અમે તારા પ્રાણનો ઘાત કરીશું?

**જેકનશા**—સત્ય વાત એ છે કે મેં દુઃખી દેહ ધારણ કરેલો છે, અને મહાસંકટ વેઠતો આ પહાડ સુધી આવી પહોચ્યોછું. સહજ સ્વભાવે ભોંયરાનું અવલોકન કરતાં અહીં આવવું થયું.

**અધિપતી**—ચિંતા ન કર. અહીં કોઇ વાતની અડચણ નથી, ખાઇ પીને આનંદ કરો. બાકી રહેલું આયુશ આ કારાગ્રહમાં ગુજારો.

**જેકનશા**—હું રહેવા ખુશી નથી, મને હવે રજા આપો.

**અધિપતી**—અહીં આવેલો પુરૂષ કદી પાછો જાયજ નહિ. રાજી ખુશી હોય તોય રહો ને નાખુશ હો તોય રહો.

**જેકનશા**—અધિપતી સાહેબ રજા આપો તો સારૂં મારૂં ચિત અહીં ભ્યમ રહેશે.

**અધિપતી**—તું કોઇ ઠગારો લાગે છે, તારે અમારા ભોંયરાની બાતમી લઇ કોઇને કહેવી હોય એમ લાગે છે.

**જેકનશા**—ના એમાંનું કશું નથી.

**અધિપતી**—ચપકર, હવે રજા નહિ મળે. અહીંથી જવાશે નહિ.

**જેકનશા**—ક્યાં સુધી.

**અધિપતી**—અમારી મરજી હોય ત્યાં સુધી.

**જેકનશા**—તારે મહારાજ મારો એક મિત્ર બહાર બેઠો છે તેને તેડી લાવવા દ્યો.

**અધિપતી**—અરે કોઇ હાજર! આને હાથ કડી કરો.

( તેજ વખતે જેકનશાને લોહની બેડી પહેરાવી. )

જેકનશા ભોંયરામાં ઉતર્યો કે તરતજ ગંગારામ વિચાર શુન્ય થયો અહો ઇશ્વર મનુષ્યની બુદ્ધિમાં પળે પળે કેવો ફેરફાર થાય છે, જે જેકનશા આવો હઠીલો નહતો, પુછીને પગલાં ભરતો તે મારા ના કહેવા ઉપર એક દમ ચાલ્યો હું એમ જાણતો હતો કે રણમલેજ મુર્ખાઇ કરી કે મિત્રના વચન ઉપર વિશ્વાસ ન આણ્યો. પણ જેકનશાએ એથી અધિક મુર્ખાઇ કરી, બે દાખલા જોયા છતાં તેને સુજ ન પડી. રણમલનું અને ખુલખુલ જમાદારનું ગુમ થવું નજરે જોયું તોપણ દુઃખમાં દુઃખનો વધારો કરવાને મને મુકી ચાલ્યો, આમ વિચાર કરતાં થાકેલો ગંગારામ સુઇ રહ્યો અને

થોડીવારે નિંદ્રાવશ થયો. અલ્પકાળ નિંદ્રા લઇ ઉઠતાંજ એકદમ ચમક્યો, અરે સંધ્યાનો સમય થવા આવ્યો, હજી સુધી જેકનશા ભોંયરામાંથી બહાર કેમ નહિ આવ્યો હોય, એવું શું જોવાનું હશે ! લાવ તપાસ કરૂં. થોડીવાર પછી અંધારૂં થશે તો મારી પાસે અજવાળાનું સાધન નથી, એમ કહી ભોંયરામાં ઉતર્યો ત્યારે ચારે તરફ અંધકાર શિવાય બીજુ કશું તેની નજરે પડયુ નહિ. પોતાનો હાથ આગળ રાખી અંધકારમાં પ્રવેશ કર્યો અને ચારે તરફ ફરવા લાગ્યો તો પથ્થરની ખડબચડી દિવાલ શિવાય કાંઇ તેના સમજવામાં આવ્યું નહિ. હે ભગવાન આટલી જગામાં જેકનશા કયાં ગુમ થયો હશે મને ચિડાવાને હાંસીતો નહિ કરતો હોય, હે જેકનશા આપણો આ એક બીજાની મશ્કરી ઠઠ્ઠા કરી ખુશી થવાનો વખત છે ? આમ ન ઘટે બહાર નિકળ હવે બહુ થયુ. કહે કે હું આ રહ્યો, ના ના પણ તે ભલો માણસ એટલે સુધી કરે તેમ નથી, પણ અહીંથી આગળ કાંઇ રસ્તો પણ નથી કે જેથી તે આગળ વધી શકે, રખેને મારી નિદ્રાના સમયમાં મને મુકીને ચાલતો થયો હોય, ચાલતો થાવ એવો છે નહિ, પણ કાંઇ ફળ ફળાદી વિણવા ગયો હશે ચાલ ઉપર બેસુ જ્યાં હશે ત્યાંથી હમણાં આવશે. ( બહાર નિસરી ભોંયરાના મુખ ઉપર બેઠો ) મોડી રાત્રિ સુધી મિત્ર ન આવ્યો ત્યારે વિચાર્યુ રખેને કોઇ જંગલી પ્રાણીથી તેની ઘાત થઇ હોય, લાવ જરા વિશ્રાન્તી લઉં સવાર થતાં ખોળ કરીશ.

## દુકાળ દર્શન.

રણમલને પોતાની મુસાફરીમાં અનેક પ્રકારનાં સંકટો ભોગવવાં પડયાં, વહાણુની અંદર તેને એક નોકરની પેઠે કામ કરવું પડતું હતું, એક દિવસ ધરાઇને ખાવા પામ્યો નહિ, શાન્તીથી સુવા પામ્યો નહિ અને વળી ટકાના માણસોના હુંકારા સાંભળીને તેના કાન બહેરા થઇ ગયા, ઇશ્વર સર્વને સરખી સ્થિતીમાં રહેવા દેતો નથી " ચડતી પડતી ચાલી જાય છે." હવે પ્રભુ રણમલને સુખનો દિવસ કેવી રીતે લાવે છે તે જોઇએ પોરબંદરથી રાજકુમારને બેસાર્યો કે તરતજ વહાણુ હંકાયું હતું સર્વ સાહિત્ય તો વહાણુમાં પ્રથમથી મુકેલી હતી પણ મુસાફરીમાં જોઇતુ મીઠુ પાણી ભરી મુકેલું ન હતું, તે ખુટી પડવાથી પંદર દિવસમાં કંઠે પ્રાણુ આવ્યા અને માંહોમાંહે કહેવા લાગ્યા ભાઇઓ હવે કોઇ નજીક બેટ હોય તેણી તરફ વહાણુ હંકારો, નહિતો બે દિવસ પછી કોઇ જીવવાનું નથી, ફક્ત બે દિવસ ચાલે એટલુંજ પાણી છે, અને તે પણ સાચવી સાચવીને પીએ

તો ! વાતો કરવાં દ્રષ્ટિ મરીયાદા ઉપર કોઇ બેટ તથા વસ્તી જેવું માલમ પડવા માંડ્યુ ત્યારે સર્વના જીવને શાન્તી થઇ.

જ્યારે વહાણે કિનારા ઉપર આવીને લંગર કર્યું ત્યારે ચાર સિપાઇ તથા એક કારકુન એવા પાંચ માણુસો તરત વહાણની પાસે આવ્યા, અને સર્વ માણુસોને નિચે ઉતારી વહાણમાં શો માલ છે, તેની તપાસ કરવા માંડી જ્યારે અંદર તપાસ કરતાં કાંઇ માલમ ન પડયું, ત્યારે મેહેતાએ રાજ્યના ધારા પ્રમાણે તેઓની પાસે દાણના પૈસા વસુલ માગ્યા.

કારકુન—જતી વખતે વસુલ આપી ચિઠ્ઠી લીધી હોય તો તે બતાવો, નહિ તો આ વખતનું વસુલ આપતા જાઓ તે વિના તમને અહીંથી જવાની રજા નહિ મળે.

બેહુર—મેતાજીસાબ, અમે કાંઇ આમાં માલ ભરી લઇ ગયાજ નહોતા.

કારકુન—માલ નહોતા ભરી ગયા ત્યારે દરીઆની મુસાફરી કેમ કરવા ગયા હતા અને અત્રે આવવાનું શું કારણ છે?

બેહુર—અમે અમારે દેશ જઇએ છીએ, અને ખારવાને પેટનો ઉધોગ છે. અમે માલિક નથી આ મનુષ્યનેજ મુસાફરી કરવાનું વહાણછે.

કારકુન—(રણમલ તરફ હાથ કરીને) આ છોકરાની કોટમાં હીરા મોતી રત્નના દાગિના છે તે ઉપરથી એમ સાબિત થાય છે કે તમે ઝવેરાત વેચી આવ્યાછો અને રાજ્યના પૈસા ડુબાવવાને, વેચેલા માલના દાગિના કરી પહેરી લીધા છે.

ચેહુર—સાબ અમેતો પાણી ખુટી પડવાથી લેવા આવ્યા છીએ.

કારકુન—તમે એક પછી એક તમારી મુર્ખાઇ ઉઘાડી કરતા જાઓછો.

ચેહુર—સાબ મુરખામી શાની?

કારકુન—"મીઠું પાણી માહાસાગરમાં ઢોળે તે મુરખ" ફક્ત તમે અહીં મુકામ કરવાના ઇરાદાથી પાણી મહાસાગરમાં રેડી પાણીને બહાને અહીં આવ્યા.

બેહુર—ના સાબ ના સાબ, અરેરે પરભવ શા કાળ કાઢવા છે તે એવાં કામ કરીએ, ભગવાન અમને રજહ ના આલે એવા દગા કરીએતો.

રણમલ—(વચમાં બોલી ઉઠગો) આપી રહો હવે શું આપે.

ચેહુર—રણમલના સામી આંખ કાઢી. જાણે તેને ધમકાવીને ચુપ રહેવા કહેતો હોય.

રણમલ—હવે હું તારી આંખથી ડરવાનો નથી.

કારકુન—(વિચાર કર્યો કે આ છોકરો કાઇ જુદોજ લાગે છે) ભાઇ તું કોણછું, અને આ સર્વ તારા શા સગા છે?

**રણમલ**—હું અલૌકીક પુરૂષછું, અને આ સર્વની સાથેનું સગપણ મારે રાજા સાથે વાત થશે ત્યારે નિકળશે.

**કારકુન**—રાજા સાથે વાત થાય એ અસંભવિત.

**રણમલ**—આ બેટની રાજધાની કઇ છે, રાજા કોણછે અને તેની સાથે વાત ન થાય તેનું શું કારણ છે ?

**કારકુન**—રાજયધાની અવંનગર, રાજાનું નામ અજયસિંહ, અને રાજા અત્યારે કયાં હશે, વળી કલાક પછી કએ ઠેકાણે હશે તે કહી શકાય નહિ કારણકે દેશમાં દુકાળ પડયો છે.

**રણમલ**—હું મહારાજાને મળું ત્યાં સુધી આ વહાણ તથા તેમનો એક પણ માલિક અહીંથી જઇ શકે નહિ એવો બંદોબસ્ત આપ તરફથી થવો જોઇએ.

**કારકુન**—બહુ સારૂ આપના હુકમ પ્રમાણે તેમની ઉપર ઉઘાડી તરવારથી પચાસ માણસનો પેરો મુકુ છું.

**ચાંચીઆ**—રાજકુમાર શું કરવા અમારા ઉપર સખ્તાઇ કરાવો છો, અમે ભુલ્યા, ઝખમારી.

**રણમલ**—ઝખ હજી હવે મારવાની છે.

**ચેહર**—ભાઇ અમે તારૂં કાંઇ બગાડયું હોય તો કહે.

**રણમલ**—બગાડયું કાંઇ નહિ પણ સુધાર્યું ઘણું, મનમાં વિચારો કે શું બગાડયું છે.

**બેહર**—અલ્યા અમે તને આવો નહોતા જાણતા.

**રણમલ**—ત્યારે મેં તમને પોરબંદરના તળાવ ઉપર આવા કયારે જાણ્યા હતા.

**ચેહર**—આવો જાણ્યો હોત તો જીવતો શું કરવા રાખત.

**રણમલ**—એ તમે ભુલ કરી પણ હું ભુલ કરનાર નથી, તમારામાંથી એકને પણ હું જીવતો રાખનાર નથી.

**ચેહર**—ભુલ્ય નહિ પણ તારા કાલાવાલા અને મારી દયા.

**રણમલ**—તમારા કાલાવાલાથી મને દયા ઉત્પન્ન થશે નહિ, જો હું આવા ચંડાળાને જીવતા રાખું તો તે હજારો પ્રાણીઓને સંકટના સાણસામાં પકડી દબાવી મારી નાંખો.

**બેહર**—રણમલ કાંઇ કરતાં અમારા ઉપર દયા લાવ.

**રણમલ**—દયા લાવું તો ઇશ્વરનો ગુનેગાર થાઉં.

( વેગળેથી રાજા દશ ઘોડેસ્વાર સાથે દોડતો આવ્યો. )

**કારકુન**—ભાઇ રણુમલ, રાજાધિરાજ પધારતા હોય એમ લાગે છે.

( રાજા આવી ઘોડા ઉપરથી ઉતરી ઉભો રહ્યો. )

**રાજા**—( કારકુનને ) શી વ્યવસ્થા ચાલે છે ?

**કારકુન**—ગઇ કાલ સુધીના દાણુના નાણાં તિજોરી કારકુનને પહોચી ચુક્યાં છે. તેના હાથની આ ચાળીસ હજારની પહોંચ. અને આજેતો આ શુકનમાંજ તકરારી ટોળુ આવ્યું છે.

**રાજા**—અરે તમે કોણુ છો, ક્યાંથી આવો છો, અને અમારૂં દાણુ અટકાવવાનું શું કારણુ છે ?

**બેહુર**—અમે મુસાફર છીએ. અગારે વતન જઇએ છીએ, વહાણુના ભાડાના પૈસા આપીને ઉતરીશું. વહાણુનો માલિક (ચેહુર) આ છે અહીં કેમ લાવ્યો તે અમે જાણુતા નથી.

**ચેહુર**—સાબ અમે વહેપારી નથી, ફક્ત પેટ ભરવા ચાર પાંચ ભાગીઆ થઇ લોકને બેસારી લઇ જવા વહાણુ કર્યું છે, અને પાણી ખુટવાથી અહીં આવ્યા છીએ.

**કારકુન**—મહારાજ ખરી હકિકત આ રણુમલને પુછશો તો નિકળશે.

**રાજા**—કેમ તમે શું કહેવા માગોછો.

**રણુમલ**—પ્રથમ એ કે આ સર્વેને હાથ કડી કરો, પછી હું સઘળી બિના કહું.

**રાજા**—હકિકત કહો પછી જે ઘટીત હશે તે થશે, ગુનો મગજમાં ઠસ્યા વિના હાથ કડી કરવી, એ મારા રાજ્યનો કાયદો ના કહે છે.

**રણુમલ**—મહારાજ, કાઠીઆવાડ એજન્સીના કિનારા ઉપર આવેલા પોરબંદર નામે ગામના તળાવના કિનારા ઉપર હું ફરતો હતો તે વખતે આ ચાર માણુસો આવી મને ઓળખતા હોય એવો ડોળ અને પ્રપંચ કરી, વહાણુમાં પગલાં કરવાનું વચન લઇ, મારા મિત્રોથી વિયોગ પડાવી મને વહાણુમાં બેસારી દગાથી હંકારી મુક્યુ. રસ્તામાં મારો ઘાત કરવાનો નિશ્ચય કર્યો, ફક્ત મને સરવેશ્વરે બચાવ્યો છે, તૃપ્તી થાય તેટલું ખાવા પીવા મને એકે દિવસ આપ્યું નથી, નિરાંતે સુવા દીધો નથી, અને એક હલકા ચાકરની માફક કામ કરાવતાં અહીં સુધી લાવ્યા છે, મેં કાને સાંભળેલા પણુ નજરે નહિ જોએલા એવા આ ચાંચીઆ છે. તેમણે પોતાની ચાંચો મારી મારા કાન બહેરા કર્યા છે.

**રાજા**—તમે કોણુછો તે કૃપા કરી કહેશો ?

**રણુમલ**—રજપુત સંસ્થાનમાં આવેલા વાંસવાડાના રાજા સમિરમલ મારા પિતા, અને અયોધ્યાના રાજા વિરસિંહ મારા મામા. મારૂં નામ રણુમલ.

**રાજા**—અહો ઘણી ખુશીની વાત, "આજે કિડીને ઘેર કુંજર" પધરાવો આ દુષ્ટોને શી શિક્ષા કરવી છે?

**રણુમલ**—સર્વને દેહાન્ત દંડની શિક્ષા કરો.

**રાજા**—તે ન થાય.

**રણુમલ**—કેમ ન થાય?

**રાજા**—એમણે તમારૂં ખોટું કર્યું હશે પણ મારૂં સારૂં કર્યું છે.

**રણુમલ**—તમારૂં શું સારૂં કર્યું?

**રાજા**—તેઓ ન હત તો આપ અહીં શી રીતે આવત અને આ મારી નગરી શી રીતે પાવન થાત?

( ચાંચીઆ ચુપકીથી અરસપરસ, વહાણુ થયું એ રીતે. )

**રણુમલ**—ભલે તમારી મરજીમાં આવે તેમ કરો, પણ પાપીના પ્રાણુ બચાવવા એ કેવળ અઘટિત છે.

**રાજા**—સિપાઇઓ આ સાતને હાથકડી કરી, જેલમાં મોકલાવો એમને જનમ ટીપની સજા કરવામાં આવી છે.

બેહુર—રણુમલ ભાઇ એક આમજ! આમાં તને શો ફાયદો?

રણુમલ—મારા ફાયદાની વાત નથી, પણ તમારા ફાયદા માટે, કે તમે પૃથ્વિ ઉપર પાપ કરતાં અટકો, તો ઇશ્વરના ગુનેગાર ન થાઓ.

રાજા—સાત સાત ફટકા મારા દેખતાં મારો પછી લઇ જાઓ.

હુકમ થતાંજ સર્વને હાથકડી પહેરાવીને સાત સાત ફટકા મારી લઇ જવા માંડયા ત્યારે સર્વ જણાએ રણુમલની સામે કંગાલ દ્રષ્ટીએ જોયું. રણુમલે વિચાર્યું આ મારે હાથે અન્યાય થાય છે, જેવા આ ચાર દુષ્ટો છે તેવા બીજા નથી.

**રણુમલ**—મહારાજ ( બેહર. ચેહર. દેવરો ને કેવરો ) આ ચાર શિવાય બીજા સર્વને છોડી મુકો, એવી મારી મરજી છે

રાજાએ ચાર શિવાય બીજાને છુટા કરવાનો હુકમ કર્યો. ત્યારે ચારે જણે રણુમલને વિનંતી કરી, ભાઇ અમને સજા કરાવવી હોય તે કરાવીને છુટા કરાવો તો સારૂં અમે આવું કામ ફરીને કદી નહિ કરીએ. ( એમ કહી રણુમલના પગમાં માંથાં મુકયાં. )

**રણુમલ**—યાદ રાખજો, તમારા અહીંથી ગયા પછી મારે જોવું નથી જોનાર તો ઇશ્વર છે, હું તમને છુટા કરૂં છું. પણ પારકાનું ખોટું ઇચ્છવાથી આપણું ખોટુજ થાય છે.

**ચારે ચાંચીઆ**—(બાકીનાને) ભાઇઓ આ વહાણને તમે, જ્યાં

જવું હોય ત્યાં જાઓ, અમો ચારે જણા રણમલની સેવામાં રહીશું, આવા ઉત્તમ પુરૂષની સેવા ફરીફરીને આ અવતારમાં મળવાની નથી.

**રણમલ**—ભાઇઓ તમને છ માસ સુધી ચાલે એટલું અન્ન પાણી આપી વિદાયગિરી આપુછું માટે જાઓ અને ફરીને જ્યારે મારી પાસે આવવું હોય ત્યારે આવજો પણ મારી શિખામણ યાદ રાખજો.

**બેહુર**—અમારે ચારમાંથી તો એકે જણે ચાંચીઆનો ધંધો કરવો નહિ એ નિશ્ચય, હુકમ છે તો અમે જઇએ છીએ, અન્નતો પુષ્કળ છે પણ પાણીના બંદોબસ્ત કરાવો. ( કહેવા પ્રમાણે કરી વિદાય કર્યા. )

રણમલસિંહને સાથે લઇ પગે ચાલી રાજા અજયસિંહ પોતાના નગ્ર તારફ રવાના થયો, આવા સુકુમાર વિલક્ષણ બુદ્ધિવાળા બાળકને જોઇ હર્ષ થયો અને તેને પ્રશ્ન કર્યો કે, આપનું નિકળવું વાંસવાડાથી કેવા રીતે થયું ?

**રણમલ**—અપ્પરમાતાની અનિતી અને કામાન્ધ પિતાની તેના ઉપર સંપુર્ણ પ્રિતી એ સિવાય બીજું કાંઇ કારણ નથી.

**રાજા**—ત્રાહે ત્રાહે, જ્યાંને ત્યાં અપ્પરમાતાના અપરાધ થતા ને થતા, કોણ જાણે ઇશ્વરે સ્ત્રિના અંતઃકરણમાં કેવી ગોઠવણ કરી છે કે તેનો પાર કોઇ પામી શકેજ નહિ, હજારે એક અપ્પરમાતા સારી હોય.

**રણમલ**—હવે આપણે એ વાતથી શું પ્રયોજન છે, બનવાની બની ગઇ અને બનશે તે જોઇશું એજ. આપના રાજ્યની શી સ્થિતી છે, નગ્રની વ્યવસ્થા કેવી ચાલે છે, રૈયતની સુખાકારી કેમ છે, રાજ્યના અધિકારીઓ ન્યાય કેવા કરે છે અને કુટુંબ પરીવાર પરમેશ્વરે કેવો આપ્યો છે ?

**અજયસિંહ**—રાજ્યની વ્યવસ્થા મારી બુદ્ધિ પ્રમાણે સારી ચાલે છે, નગ્રના લોકો વહેપાર રોજગારે સુખી છે, રૈયતની સુખાકારી વિષે પુછવા જેવું કે કહેવા જેવું રહ્યું નથી, રાજ્યના અધિકારીઓ, અદલ ઇનસાફી, નિશપક્ષપાતી તથા ચોખા દિલના છે. કુટુંબ પરીવારમાં ઇશ્વરે એક પુત્ર આપ્યો છે જેની ઉમર હાલ સાત વરસની થઇ છે પણ તેની માતા ગુજરી ગઇ છે અને ત્યાર પછી મેં ફરી લગ્ન કર્યાં છે.

**રણમલ**—પુત્ર ઉપર પ્રેમદ્રષ્ટી રાખો સાચા ખોટાનો વિચાર કરતા રહેવું એજ. બીજુ રૈયતની સુખાકારી વિશે વાંધા ભરેલું કેમ બોલો છો, તે કૃપા કરી સેવકને સમજાવો.

**અજયસિંહ—(થયાછોરે પતિ તેજ પ્યારી તનના; રાગ.)**

થયો બાળા આ કોપ દૈવ્યનો દેશ પડયો દુકાળ;
દેશ પડયો દુકાળ બાળા દેશ પડયો દુકાળ. થયો બાળા. ટેક.

અમૃતવૃષ્ટિ કરનીશ થાતી. માધવ કરી મહેર;
આ વરશે, જન મરશે, પાણી તરસે, શું કરસે;
કુવા વાવ સૌ સુકાં દીસે, પાણી છે પાતાળ. થયો બાળા. ૧
ધન્ય પતીએ ધન સૌ ખોયાં, નિર્ધનીઆ એ પ્રાણ;
વચવાયા, અટવાયા, સપડાયા, ખોઇ કાયા;
ત્રાહે ત્રાહે જન સૌ ઉચરે, વળી સમરે દીનદયાળ. થયો બાળા. ૨
ઝાડ કાંઇકની જડ નથી જડતી, પત્ર ન દીસે એક;
પશુ પડીઆં, ઉઝડીઆં, ઉખડીઆં, થયાં થડીઆં;
સારાં સુંદિર શોભીતાનાં, તોડી પાડયાં ડાળ. થયો બાળા. ૩
પ્રાણ તજી નિત્ય પશુ જાય છે ઝાલે જમપુર વાટ;
વિણ ચારો, થયો મારો, નહિ વારો, એકે આરો;
વળી વન્હીથી વિનાશ પામ્યાં. પંખી જે પ્રંખાળ. થયો બાળા. ૪

રૈયતની આ સ્થિતી, હજારો અને લાખો પ્રાણી ભુખથી મરી જાયછે, ચાર વિના અસંખ્ય ઢોરના પ્રાણ ગયા અને હજી પણ નિત્ય પરીયંત ઢોર મર્યાજ કરે છે. નગ્રમાં વહેપારીને વહેપાર નથી, અધર્મિ અને ચંડાળ લોકો સજ્જનોને દુઃખ દેવા તૈયાર થાય છે.

રણમલ—મહારાજ, સૌ સારાં વાના થશે, ગભરાવા જેવું કારણ નથી. રૈયતના પૈસાથી જે જે વૈભોગ આપણે ભોગવ્યા છે; અને આપણા ખજાના તર કર્યા છે. તેજ રૈયતને આફતના વખતમાં ધનનો સર્વે ભંડાર ખાલી કરી તેને જીવન આપવું એ આપણો રાજાઓનો ધર્મ છે, રૈયત એજ આપણુ ધન, આપણો શણગાર, આપણું જીવન અને જે કહો તે તે, રૈયત ન હોય તો રાજા કોણ કહેનાર હતું, માટે ભર્યા ભંડાર ખાલી કરો, અને જે જે ઉપાયોથી સર્વ પ્રાણી એક વરસ જીવી શકે એવા ઉપાય આદરો.

અજયસિંહ—રણમલ, આપ કહો છો તે ખરી વાત છે, ધન છે, ધાન્ય નથી આ મારા સો ગાઉ ફરતા એટમાં સાડત્રીસ ગામ અને ત્રણ મોટાં શહેર છે, તેને એક વરસ કઢાવે એટલો અનાજનો પાક થાય છે, તે અનાજ કરકસર કરી ત્રણમાસ વધારે ચલાવી શકીએ, પણ બીજા બાર મહિના એટલે આવતા ચોમાસાના પાક સુધી પહોચાડી શકાય નહિ.

રણમલ—એક વખત આપણે ઘેર ચાલો, પછી વિચાર કરીશું.

અજયસિંહ—અરે હા! એતો મારી ભુલ થઇ હજી તમને ભોજન પાનાદિકથી તૃપ્ત કર્યા નથી તે પહેલાં મેં મારી કરમ કથા જાર કરી, માફ કરજો.

**રણમલ**—તેને માટે કાંઈ હરકત નહિ, જે જે કહો છો તે મારા પુછવાથીજ કહો છો.

વાતો કરતાં મહેલની નજીક આવ્યા તે વખતે રાણી અશુભમતી ઝરૂખામાં ઉભેલી હતી તે રણમલને જોઇ વિસ્મય પામી. અહો આ કામ કુંવર જેવો રાજકુમાર કોણ હશે ?

**અજયસિંહ**—રાણી. આ રણમલસિંહ આપણે ઘેર મેમાન છે તેમની ભોજન પાનાદીકથી સારી આગતા સ્વાગતા કરવી એ તમારૂં કામછે.

**અશુભમતી**—જેવો હુકમ. મારૂં એવું ભાગ્ય ક્યાંથી કે આવા સુકુમાર રાજા મહારા હાથનું ભોજન જમે. આજ ઇશ્વરે મને કૃતાર્થ કરી.

**રણમલ**—મહારાજા અજયસિંહ, રૈયતની સુખાકારીને માટે જે જે વિચાર કરવા ઘટતા હોય તે આ વખતે કરો.

**અજયસિંહ**—આપ જેમ સમજાવો તેમ કરવા હું ખુશીછું.

**રણમલ**—પ્રથમ તમારે મહારૂં એક કહેવું માન્ય રાખવું પડશે ?

**અજયસિંહ**—મેં પ્રથમથીજ તમને કહી દીધું છે કે તમે જે જે કહેશો તે કરવું. મહારૂં રાજ્ય આબાદ રાખવું તમારા હાથમાં છે.

**રણમલ**—મહારાજ મારા અંગ ઉપર જે હીરા મોતી રત્નના દાગિના છે તેની કિમ્મત આશરે પાંચ કરોડ રૂપીઆનિ છે. તે સર્વ ખર્ચ થયા પછી ઘટે તો તમારા ખજાનામાંથી ખર્ચ કરવું.

**અજયસિંહ**—એ શું બોલ્યા, એમ થાયજ નહિ, તે છતાં તમારી મરજી હશે તેમ કરીશું.

**રણમલ**—પ્રથમ તમારા રાજ્યમાં જે જે જગા કુળકુપ હોય તેની નજીક કાંસ કુવા વિગેરે ખોદાવો, જુની જીર્ણ થએલી જળાશય જગાઓ સુધારો, ધર્મશાળા ઉઘાડો અનાથને આશ્રય આપો, અને પરદેશથી અનાજ તથા પાણી જોઇએ તેટલો ખર્ચ કરીને મંગાવો.

**અજયસિંહ**—અરે કોઇ હાજર !

**સિપાઈ**—હુકમ નામદાર.

**અજયસિંહ**—પ્રધાનને બોલાવો !

**સિપાઈ**—જેવો હુકમ. ( જાય છે ને તેડી લાવે છે. )

**પ્રધાન**—( સલામ ભરીને ) મહારાજ અત્યારે સેવકની શી જરૂર પડી છે ?

**અજયસિંહ**—કાલે સવારમાં દરેક ખાતાના અધિકારીને હુકમ કરો કે તે પોતાનાં કામ બરાબર કરી, જે જે કામ આપડે ઉઘાડવાનાં છે તેના

ઉપર દેખરેખ રાખે, બીજુ તમારે જોયતા માણસો રાખી યોગ્ય ખર્ચ કરી ગરીબો પાસેથી કામ લઇ તેમનું પોષણ કરવું, અપંગ અને અનાથને માટે એક અનાથઆશ્રમ ઉઘાડી તેમનું પોષણ કરવું. નગરમાં ભિખ માગતા ભિખારીને પકડી અનાથ આશ્રમમાં દાખલ કરવા, અને કામ કરી શકે તેવા હોય તેમને કામ ઉપર મોકલવા. જે ઠેકાણે અનાથ આશ્રમ તથા દુકાળનાં કામ ઉઘાડવામાં આવે તે ઠેકાણે મોદીની દુકાનો ઉઘડાવવી, અને તે મોદી ખોરૂ કે ખરાબ શિધુ આપી લોકોની સુખાકારીને ન બગાડે તેની ચોકસ તપાસ રાખવી.

**પ્રધાન**—નામદારનો જેવો હુકમ.

**રાજા**—વળી વધારામાં કહેવાનું કે અત્રે પધારેલા રાણા રણમલસિંહ જ્યાં જ્યાં પધારે ત્યાં ત્યાં તેમનો યોગ્ય આદર સત્કાર કરવો. હાલ એજ. જે જે કામ તમને સોંપવામાં આવે છે તેનો તાકીદે અમલ કરો, અને આવતા મહિનાની સાતમી તારીખે એટલે આજથી બરાબર એક મહિને જ્યારે અમે જોવા નિકળીશું ત્યારે તેમાં કોઇ વાતની ખામી હશે તો તમારી પ્રધાન પદ્વિને શરમ ભરેલુ દેખાશે.

**પ્રધાન**—મહારાજ હું તો ફક્ત આપના હુકમનીજ રાહ જોતો હતો, હવે હું રજા લઉંછું. ( જાય છે ને કચેરી મંડળ એકઠું કરી કહે છે. )

**પ્રધાન**—અરે ઇંજીનિયરીંગ ખાતાના અધિપતી દોલતસિંહ ક્યાં છે.

**દોલતસિંહ**—(આવીને) ફરમાવો તે પ્રમાણે વર્તવા સેવક તૈયાર છે.

**પ્રધાન**—તમને તથા તમારા હાથ નિચેના માણસોને કેટલો કેટલો પગાર મળે છે ?

**દોલતસિંહ**—સાહેબ મારો પગાર રૂ. ૫૦૦ મારા હેડ ક્લાર્કનો ૨૦૦ અને મારા એકાઉનટન્ટને ૧૫૦ તે સિવાય ત્રણ ઓવરસિયરો છે તેમાંના બે ૬૦ રૂપિયાના અને એક ૫૦ નો છે.

**પ્રધાન**—તમને રૂપિઆ બસેં અને હેડ ક્લાર્કને પોણોસો તથા એકાઉન્ટન્ટને સો અને ઓવરસિયરોને વિસ વિસ એ પ્રમાણે પગાર કરતાં વધારે મળશે બાકી બીજા જોઇતા માણસો રાખો સર્વને યોગ્ય પગાર આપી કોલનનું તળાવ તથા કારન અને કેસર વચ્ચે નહેર ખોદાવો.

**દોલતસિંહ**—મહારાજ આપ કહોછો તો ખરા પણ એ કામ થોડા રૂપિયાનું નથી, તે ઓછામાં ઓછા ત્રણ લાખ રૂપિયાનું કામ છે.

**પ્રધાન**—અરે ત્રણ શું તેર લાખનું કામ હશે તોપણ મહારાજા ખર્ચવાને ખુશી છે. તમે તાકીદે કામ શરૂ કરો હું નગરના કેટલાક શેઠીઆને ખબર આપી રાજન પાસે મોકલું. (જઇ રાજા પાસે શેઠીઆને મોકલે છે.)

**શેઠીઆ**—અમારા ગરીબ લાયક કાંઇ કામ હોય તો કહો.

**અજયસિંહ**—શેઠીઆ, અમારી પાસે બેઠા છે તે રજપુત સંસ્થાનમાં આવેલાં વાંસવાડાના રાજા સમિરમલના પુત્ર રણમલસિંહ છે તે ઘણા વિદ્વાન અને ડાહ્યા છે તેમની સલાહ પ્રમાણે આપણા રાજ્યમાં દુકાળના કામ ઉઘાડયાં છે. ગરીબોને માટે અનાથ આશ્રમ ઉઘાડયાં છે. અને પ્રદેશ ધાન લેવાને વહાણ મોકલી દીધાં છે.

**મહાજન**—ઘણું ઘટિત કર્યું છે. હાલમાં રાજનને એજ વિચાર કરવા ઘટે છે, અસંખ્ય માણસોના પ્રાણ ભુખથી અને હજારો માણસોના પ્રાણ પાણી વિના ગયા છે. અને કેટલાંક ગામ ઉજાજડ થઇ ગયાં છે. લખો માણસો ભિખ માગતા રસ્તા ઉપર માલમ પડે છે.

**નેમચંદ**—અરે કરમચંદ, હું મોંઘીને શમશાન ગયો ત્યાં એક એક વળીએ ત્રણ ત્રણ મડદાં બાંધેલાં, એવું એવું સાત વાર જોયું. બહુ મરકી! બહુ મરકી!

**રણમલ**—જે કાળે અને જે પળે જે બનવાનું હોય છે તે કોઇ મિથ્યા કરી શકતું નથી.

**ચોપદાર**—મહારાજા, પ્રધાનજી પધારે છે.

**અજયસિંહ**—કેમ પ્રધાનજી શું વર્તમાન છે?

**પ્રધાન**—મહારાજ કોલનનું તળાવ તથા કારન અને કેસર વચ્ચેની નહેર એ બે કામ હાલ ઉઘાડયાં છે, એ થયા પછી બીજાં કરીશું.

**અજયસિંહ**—ધન્ય છે રણમલસિંહને કે જે પોતાના અંગ ઉપરના દાગિના પરોપકારમાં અર્પણ કરવા તૈયાર થયા.

**રણમલ**—મને ધન્યવાદ આપવા જેવું કંઇ છેજ નહિં. મારી માતા નાનપણમાં મને જે જે લાડ લડાવતી અને તેની સાથે મારૂં મનરંજન કરવાને જે જે વાતો કહેતી તેનું આ પરીણામ છે.

**કર્તા**—જેવું રણમલે કર્યું એવું સર્વથી ન થાય, કારણ કે તે સ્વાર્થ અને પરમાર્થમાં સરખો રહેતો હતો. આપણે એના પ્રમાણે કરવા જઇએ તો, કહેવત પ્રમાણે થાય. દેખા દેખી સાધે જોગ, પડે પંડને વાધે રોગ.

**દ્રષ્ટાન્ત**—એક વખત એક ધારાળો પોતાની સ્ત્રિને લઇ ખેતરમાં જતો હતો તે વખતે, મોરે કળા કરેલી જોઇ ત્યારે ધારાળાએ કહ્યું કે અલી આપણે કોઈ દહાડો કળા ન કરી, બજું મોર જેવી કળા આપણને ન આવડે. આજે ઘેર જઇને કરવી. સાંજે ઘેર જઇ ખાઇ પી સુવાનો સમય થયો ત્યારે સ્ત્રી કહે. હેં તારે કહુંછું તમે કહેતા હતા કે કળા ક-

રીશું ? કોળી કહે હા હા, લાવ ખાટલો. ખાટલો લઈ પીઠ પાછળ દોરડાથી મજબુત બાંધ્યો, અને કોળણે સુપડું બાંધ્યું પછી ઝુપડીમાં ફરતા જાય ને ટેહુંક ટેહુંક મોઢેથી ઉચ્ચાર કરતા જાય. કોળણ કહે તમારી કળા મોટી તો થઇ પણ ગોળ ન થઇ, ત્યારે પુળા મંગાવી બાંધી દીધો. હવે ચળકતી થાય એટલે થયું. દીવાસળીથી સળગાવ્યું એટલે ભડકો થયો. કોળણ કહે હા હવે શોભ્યું એટલામાં છાપરૂં સળગ્યું, લ્હાય થઇ, બાઇતો બહાર નિસરી ગઇ, પણ પુરૂષથી બહાર નિકળાયું નહિ, નિકળતાં ખાટલો ભરાયો. લોકો ભરાયા અરે શું છે. કોળણ કહે કોઈનું કંઇ બળે, મારો મોર કળાયો માંહી બળે. માટે હે રાજન કોળીએ પ્રથમ પોતાનો વિચાર ન કર્યો કે હું કોણ અને મને કળા કરવી ઘટે છે કે નહિ.

અભયસિંહ—શાહાબાશ રણમલ. તમને નાનપણમાં માતાનો ઉપદેશ સારો થયો છે. ધન્ય છે તમારી માને કે જેણે પુત્રને બાળપણથીજ નિતીનો રસ્તો દરશાવ્યો છે, જો માતુશ્રી હાલ સજીવન હોય તો મારે એમનાં દર્શનની અભિલાષા છે.

રણમલ—( આંખે આંસુ લાવીને ) મારાં ચિરંજીબા હાલ હયાત છે. એમનો પ્રેમ અતિશય છે, મને ઘોડીઆમાં સુવારી ઝાનો રાખવા જે ગિત ગાતાં તેમાંનો કંઇક ભાગ મેં મારા નોકરોથી સાંભળ્યો છે તે કહું છું.

હાલરડું.

( અલોલો હાલ વહાલરે, પ્રિતમ પારણીઆમાં પોઢો ) એ રાગ.

સુનિતી ચાલજોરે, કરજો પ્રાણ જીવનશું પ્યાર;
શ્રૃષ્ટિ કરતા સૌ દુઃખ હરતા, ઇશ્વર જગદાધાર;
કર્યા કાયદા જન સુખ સારૂ, ન જવું તેની પાર. સુનિતી. ૧
પરનિંદા પરધન પર હરવું, પર અસ્ત્રી પર પ્યાર;
નિતીની રીતી ઓળંગે, તે જન ખાશે માર. સુનિતી. ૨
જુઠ, પુઠ કોઇની નવ જોવી, કાગ તણો અવતાર;
સજજનના દોષ દુરીજન કાઢે, ભુતળી ભાગે ભાર. સુનિતી. ૩

અજયસિંહ—અહો ભાઇ સઘળો ભાવાર્થ હું સમજી ગયો, તમારી માતાએ જે હાલરડાં ગાયાં છે, તે ઉત્તમ છે. મેં નાનપણમાં હાલરડાં સાંભળ્યાં છે તેની એક કડી, "ભાઇ મારો ડાહ્યો છે, તે પાટલે બેશી નાહ્યો છે."

રણમલ—હવે મને શ્રમ ઘણો થયો છે, માટે રજા આપો તો આજે પુર્ણિમાનો દિવસ છે, માટે દરીઆના કિનારા ઉપર જરા ફરવા જાઉં.

અજયસિંહ—હા આપણી ગાડીમાં જાઓ અને વહેલા પાછા વળજો, મને તમારા વિના ગોઠતું નથી.

રણમલ—મને ગાડીની જરૂર નથી. ચાલતા જવાથી મારા શરીરને કસરત થશે. માટે જાઉંછું અને વહેલો આવીશ. ( જાય છે. )

દરીઆના કિનારા ઉપર એક મોટું સોમણ તોલનું લાકડું પડયું હતું. રણમલ ઢીંચણ સુધી પાણીમાં પચીસ કદમ ચાલી લાકડા ઉપર જઇ બેઠો. પુનમનો ચંદ્ર સામો શોભી રહ્યો હતો તેના સામુ એક નજરથી જોવા લાગ્યો, અને વિચારમાં ગુમ થયો. અરે મારા માતા પિતા, મારા મિત્રો સર્વે ક્યાં. એટલામાં લાકડુ હાલવા માંડયું. રણમલે વિચાર્યું અહો આ સોમણનું ભોંય ઉપર પડેલું લાકડું હાલવા લાગ્યું તેનું શું કારણ. પાછું વાળી જોવા જાય તો કિનારો પાંચસે કદમ દુર હતો લાકડું પાણીની ભરતી ચઢવાથી ઉચકઇ ગયું હતું અને જે ઠેકાણે રણમલ ચમક્યો તે ઠેકાણે ત્રણ વાંસપુર ઉંડુ પાણી હતું નિસાસો મુકી રણમલે કહ્યું હે પ્રભુ હજી દુઃખનો અંત આવ્યો નથી કે કેમ ? એટલામાં પાણીના મોજાથી લાકડુ મધ્ય સમુદ્ર સુધી તણાયું અને રણમલ પ્રાણની આશા ત્યાગ કરી ઇશ્વરની સ્તુતિ કરતો બેશી રહ્યો.

### ઇશ્વર સ્તુતિ; પુનમ ચાંદનીનો; રાગ.

ઓ અવિનાશી અનાથના આધાર છોરે.
છો પ્રાણ સર્વના જીવન જગકરતાર;
રે અલબેલા અધિકુ શું કહું, સહાય કરો હવેરે;
મહાસાગર મોટો ઘણો, પાર ન પામે જન,
ત્રિકમ તેમાં તાણીઓ, અકળાયું મુજ મન,
વળી તૃશ્નારૂપી તરંગ તેમાં, ઉઠે ઘણારે;
આશાએ બાંધ્યો જીવ જતાં નહિ વાર. રે અલબેલા. ૧
ભુધર ભવસાગર વિષે, ભટકાવ્યો બહુ કાળ;
ચોરાશીના ચાકમાં, દિઠાં દુઃખ વિશાળ;
પ્રભુ પ્રજાપતીએ, ઘાટ અમારા ઘડયા ઘણારે;
મોહ માયારૂપી, ટપલા કેરો માર. રે અલબેલા. ૨
શાંશાં સંકટ ભોગવ્યાં, શાં શાં કર્મ લખેલ;
પળે પળે છાયા ફરે, અટપટો તમારો ખેલ,
નિત્ય નીત્ય પ્રલયમાં, નર સૌ ગોથાં ખાય છેરે;
વળી કાળ ખાય છે, કોરી કોરી લગાર. રે અલબેલ. ૩

# કપટ પંક્ષણી.

આપણા પવિત્ર ધામ કાશી નગરના રાજા ફુલણમલને ગમારમલ નામે પુત્ર અને સગુણ નામે પુત્રિ બે બાળક હતાં. પુત્ર પુત્રિની ઉમ્મરમાં ત્રણ વરસનો આંતરો હતો, પણ અક્કલ હોંશીઆરીમાં હજારો ગાઉનો આંતરો હતો, સગુણની ઉમ્મર તેર વરસની થઇ ત્યારે ગમારમલ સોળ વરસના થયા. બંનેની ઉમ્મર પરણાવવા લાયક થઇ ત્યારે રાજા ફુલણમલ ફિકરમાં પડયો. હવે આ સુંદર દેવ કન્યા, નાગકન્યા અને ગાંધ્રવ કન્યાનાં માન મુકાવે તેવી સ્વરૂપવાન, ગાંધારી જેવી ગુણવાન, તથા મહાન પુરૂષનાં માન મુકાવે તેવી. આકાશ વિજળીની માફક ચમકારા કરતી, નવ યૌવનમાં ખિલતી બાળાને, કયાં પરણાવીશું. એને લાયક વર કયાંથી ખોળી કાઢીશું. સ્વયંવર કરૂં તો રૂપ જોઇ પરણાવવી પડે, કુળ મોકલું તો કુળ જોઇ પરણાવવી પડે. પણ પુરૂષના ગુણ જોવાય અને લગન થાય તો સગુણે સગુણ મળે કે જેથી અમૃતમાં અમૃત ભળ્યું કહેવાય. દીકરી દીકરી ? તારે માટે મને અતિશય શોચના થાય છે દુનિયામાં દુઃખનો દરીઓ તે દીકરી સમાન બીજો નથી. તું જન્મી ત્યારથી તારી ચિંતા તે હજી સુધી ચાલુજ કરે છે અને આગળ વિચાર કરૂંછું તો મૃત્યુ સુધી તે ચિંતામાંથી હું મુકત થવાનો નથી. વળી વિચાર કરૂંછું તો પુત્ર કુવારોછે એમાં મારો શો વાંક; ગમારતો ગમારના ગુણેજ કુંવારા ફરે છે, જ્યાં જ્યાં રાજ્ય રજવાડામાં જાય ત્યાં, સભ્યતાથી વર્તવું કે યથાર્થ બોલવું કે સલુકાઇથી વાત કરવી તેમાંનું કાંઇ ન મળે, સર્વ રજપુતો સમજી ગયા છે કે ગમાર કરતાં ગધેડામાં ત્રણ ગુણ વધારે છે, કે જે મનુષ્યને શિખામણ લેવા લાયક, અને એ પ્રમાણે વર્તવા લાયક, તે ત્રણ ગુણ ગમારમાં હોયતો તેને ગધેડો કહી શકાય, પણ આ તો ગધેડાથીએ ઉતરતી પંકિતના છે એટલે સર્વે ઉપમાજોગ કહીએ તો ચાલે. વિચારમાં ગુમ થઇ રાત્રિ ગુજારી, સવાર થતાં ખટ કર્મ પરવારી શોકાતુર ચહેરે જઇ સભામાં બેઠો.

**પ્રધાન**—કૃપા સિંધુ બેઅદબી માફ, પૃથ્વિપતીને આજે કઈ વસ્તુએ શોક સમુદ્રમાં ડુબાવ્યા છે ? તેની સેવકને ખબર પડવી જોઇએ.

**ફુલણમલ**—પ્રધાનજી, રાત્રિએ વિચાર ભોવનમાં જ્યારે હું ગર્ક થયો ત્યારે મારા વિચારમાં રાજ્ય બાબેની કોઇ પણ ખટપટ, કે ચક્ર પાણીને ઓળખવાની ચટપટ; એમાંનું કાંઇ મારી નજર આગળ ન.હ આવતાં, પુત્ર તથા પુત્રિ બંને હાજર થયાં. સગુણ કયાં પરણાવવી, ગમારને શી રીતે પરણાવવો, એજ વિચારના ઉભરા નિરંતર આવ્યા છે. ગમાર તે તો

ગમારજ છે. રજપુતમાંનો કોઇ તેને કન્યા દે તેમ નથી. સગુણના ગુણ પ્રમાણે લાયક વર જડતો નથી.

પ્રધાન—મહારાજ, સગુણને પરણાવવાની ખટપટ હાલમાં બંધ રાખો, ગમાર વિષે વિચાર કરો.

રાજા—(હસીને) અરે ડાહ્યા પ્રધાન, જેનો કંઇ ઇલાજ આપણા હાથમાં છે તે બંધ, અને જેની બાજી આપણા હાથમાં છેજ નહિ તે વિચાર શી રીતે પાર પડશે ?

પ્રધાન—ગમારનું નશિબ ગમારને પરણાવશે. એક બીડું કરી સભામાં ફેરવો કે ગમારને માટે કન્યા લાવશે તેને રાજ્યમાંથી બે આની ભાગ મળશે. હાલ એમજ, સગુણને માટે વિચાર કરીશું.

રાજા—વાહ પ્રધાનજી, તમારી સલાહ મને સંતોષકારક છે, અને નગ્રમાં બીડું ફેરવો કે જે મારા પુત્રને માટે પદ્મણી સ્ત્રી લાવશે તેને રાજ્યમાંથી બે આની ભાગ મળશે.

વાર્તા વિનોદ ચાલેછે તે પ્રસંગમાં ગમાર આવી પહોંચ્યો. રાજા કહે પ્રધાનજી, ભાગ્યશાળી પુરૂષ પધારતા દેખાય છે ને શું !

પ્રધાન—કામ સિદ્ધ થશે પછી બાઇનું ભાગ્ય કરે તે ખરૂં.

ગમાર—બાપા મને વહુ, હું હું હું.

રાજા—વીરા હાલ એજ વાત ચાલે છે, થોડા વખતમાં તારા લગ્ન થશે ( લગ્ન શબ્દ સાંભળીને )

ગમાર—વઘન નહિ વહુ હું હું હું હું.

રાજા—હા બાઇ હા તને પરણાવવાના થોડા દિવસ બાકી છે તારે માટે પદ્મણી કન્યા મગાવી છે.

ગમાર—(પદ્મણી સાંભળીને) પદામણી નહિ. હારી વહુ........

રાજા—ના ભાઇ ના પદામણી નહિ. રતીકા જેવી રૂપાળી.

ગમાર—બાપા, (રતીકા શબ્દ ઉપરથી) રાત તો કાળી હોય.

રાજા—અરે રાત કાળી હોય પણ ચંદ્ર ઉગ્યા પછી કાળાશ રહેછે ?

ગમાર—ના રહે, ના રહે ખરી વાત બાપા, તારે ચાંદામામા કીયા.

રાજા—તારી સ્ત્રિ તે રાત ને તું તે ચંદ્ર

ગમાર—હો હો હો બાપા, તમને રાઉ જેવા છો હો.

રાજા—હા ઠીક જા હવે ઘેર, તને પરણાવશું

ગમાર—તારે પરણાવજો હો ! બાપા બેન જેવી વહુ લાવજો.

રાજા—સારૂં સારૂં જા, બેશ લાવીશું.

**ગમાર**—તારે બાપા બેનને ના પરણાય ?

**રાજા**—ચુપ, બકવા ન કર બેહર. વગર સમજ્યું લવલવ કરે છે.

**ગમાર**—ભુલ્યો ભુલ્યો ( ગાલે લપડાકો મારે છે ) બેન બદે નહિ કેમ બાપા ?

**રાજા**—સિપાઇ, એને પકડીને ઘેર લઇ જાઓ.

**ગમાર**—જઉંછું બાપા જઉં છું, હવે નહિ આવું, વહુ લાવજો ! હાંકે ! ( જાય છે. )

**ચોપદાર**—રાજાધિરાજ, બહાર કોઇ સ્ત્રિ આવી છે અને તે અંદર આવવા માગે છે.

**માલણ**—( સલામ કરીને ) મહારાજાએ જે ઢંઢેરો પિટાવ્યો અને બીડું ફેરવ્યુ તે મેં ઝડપ્યું છે, અને પચાસ દિવસમાં પદ્મણીની ખોળ કરી એકાવનમે દિવસ લઇ અહિ હાજર થઇશ.

**રાજા**—બહુ સારૂ, તારે જે જે વસ્તુ જોઇતી હોય તે અમને કહે.

**માલણ**—મારે કાંઇ ન જોઇએ, હું આપ જેવાના પુન્ય પ્રતાપથી સર્વ વાતે કુશળ છું. મારો જન્મ કામરૂ દેશમાં થયલો છે ત્યાં હું વીસ વરસની થઇ ત્યાં સુધી રહી છું, તે દેશની સઘળી વિદ્યા હું શિખી છું. બ્રહ્માને ભુલાવું અને વિધાત્રિને વાંકી રાખુ એટલી આવડત મને આવડે છે. અનેક પ્રકારનાં રૂપ હું ધારણ કરી શકુ છું, અને દિવસમાં સેંકડો ગાઉની મુસાફરી કરી શકુછું.

**રાજા**—વાહરે વાહ, પ્રધાનજી કુંવરનાં ભાગ્ય ખુલ્યાં.

**પ્રધાન**—મેં તો પહેલેથીજ કહ્યું હતું કે બાઇના ભાગ્યનો ઉદય હવે થયો છે.

**માલણ**—મહારાજા, મને રજા મળવી જોઇએ.

**રાજા**—પ્રધાનજી આપણે સર્વ કચેરી મંડળ આ સ્ત્રિને ગામ બહાર આપણા બગીચા સુધી વળાવા ચાલો.

**પ્રધાન**—હાજી એમજ થવું જોઇએ. આશ્ચર્યના ખ્યાળમાં કંકુનો ચાંલ્લો કરી, તેને મેનામાં બેસારી રાજા પ્રધાન વિગેરે પોતપોતાના વાહનો પર સ્વાર થઇ નગ્ર બહાર આવ્યા.

માલણે મેનામાંથી ઉતરી સર્વને નમન કરી રાજાને કહ્યું કે આજથી એકાવનમે દિવસે એટલે ઉતરાણને આગલે દહાડે ( બપોરના ત્રણ વાગે ) કન્યા સહિત આવેલી સમજજો. એમ કહી મોમાં મણી ઘાલી કુંડ અદ્રશ્ય થઇ ઉડી.

**રાજા**—પ્રધાનજી, આ સ્ત્રિ જરૂર કામ સિદ્ધ કરશે.

**પ્રધાન**—મને પણ એમ ખાત્રી થઇ ખરી.

એમ વાતો કરતા નગ્રમાં પાછા વળ્યા દિવસ ઉપર દિવસ રાજા કુ-લક્ષણમલ ગણતો જાય છે. કપટ પંક્ષણી પ્રથમ કોઇ મોટા રાજ્યના રાજ્ય મહેલની સામે જઇ બેઠી ત્યાં જઇ, બીજું રૂપ ધારણ કરી, રાજાના તથા પ્રધાનના ઘરની ચિકીત્સા જોઇ ઉડી તે બીજા રાજ્યમાં. એમ દરેક રજવાડે રજવાડે, રાજા તથા પ્રધાનની પુત્રિયો જોવા લાગી, અને પસંદ ન પડવાથી ઉડતી આગળ ચાલવા લાગી

## ગેબી ગોળા.

મિત્રના ગુમ થવાથી ગંગારામ અતિશય દિલગીર થયો, તેનો અંતરનો શોક ઇશ્વર શિવાય અને બહાર શોક ઝાડ પહાડ શિવાય કોઇ જોનાર ન હતું, ભુખ્યો તરસ્યો ત્રણ દિવસ સુધી ભોંયરા ઉપર બેસી રહ્યો, ચોથે દિવસે પોતાની મુસાફરી શરૂ કરી, પહાડ પર્વત ઓળંગતો, ઘાતકી પશુઓના પડઘા સાંભળતો દિનપર દિન વનફળ ખાતો અને ઝરણનાં પાણી પિતો ચાલ્યો આવ્યો, સોળમા દિવસની સવારમાં તે કોઇ સારા શહેરની નજીક આવ્યો છે એવું તેને માલમ પડયું. કુતરાનું ભસવું, ગાયો ભેંસોનું ફરવું અને ચરવું. માણસોની આવજાવ. એ સઘળું તેને કાંઇ સંતોષ આપવા લાગ્યું. જતા માણસોને પુછી ખાતરી કરી કે ભાઇ અહીંથી ગામ કેટલું દુર છે અને ગામનું નામ શું છે. વટેમાર્ગુએ જણાવ્યું કે નગ્રનું નામ ફરકાબાદ છે અને તે અહીંથી ત્રણ ગાઉ દુર છે, ગંગાનદીનો કિનારો છે, રાજા બહુ ધરમિષ્ટ અને શોખી છે, રૈયત ઉપર દયાભાવ રાખનાર છે. વટેમાર્ગુનાં વચન સાંભળી ગંગારામને કાંઇ દ્રઢતા આવી. પ્રવાસ કરતાં પંથ કપાયો અને શહેરનો દરવાજો સામો દેખાયો, નગ્રમાં ગયા પછી વસ્તીમાં ફરવાની, ભિક્ષા કરવાની અને પેટ ભરવાની શક્તિ તેનામાં રહી ન હતી. હે પ્રભુ ત્રણે મિત્રથી હું છુટો પડયો હવે મારાથી વાંસવાડા પાછુ જવાય તેમ નથી ભાઇઓને દુઃખ સમુદ્રમાં ડુબાવી જાઉંતો જગ્તના ઠુંકારા ખાતો થાઉં, માટે આ ફરકાબાદ એજ વાંસવાડા. અહીં કોઇ સુતારને ત્યાં રહી ઉદરપોષણ કરી, પ્રભુનું ભજન કરી બાકીનું આયુશ્ય પુરૂ કરૂં. એમ વિચારી સુતારનો મહેલો પુછતો ચાલ્યો મહેલામાં આવ્યા પછી જે ઘરની પાસે જઇને તે ઉભો તે ઘર કેવળ મિસ્ત્રીનું હતું જેની પાસે પોતાના રળેલા દશવીશ હજાર રૂપિયા

હતો અવસ્થાએ પહોંચવા આવ્યો હતો, અને કામ કરવાને થોડો અશક્ત થયો હતો, તેણે ગંગારામને જોતાં વિચાર કર્યો કે આ કોઇ ઉંચ માબાપનું ફરજન છે, અને વખાનું માર્યું અહીં આવવું પડયું હશે. જો એને જોયતો આશ્રમ ન આપુ તો મારી મિલકત શા કામની.

કેવળમિસ્ત્રી—બાઇ તું કોણ છે અને ક્યાંથી આવે છે?

ગંગારામ—હું જાતે સુતાર છું, કર્મે નાંખેલા સમુદ્રના મોજામાં તણાતો અહીં આવ્યોછું.

કેવળ—જો તહારે અહીં રહેવાની મરજી હોયતો સુખેથી રહે મારી સઘળી મિલકતનો વારસ તું છે.

ગંગારામ—હું રહેવા ખુશીછું. પણ મારે તમારી મિલકત ન જોઇએ. મિલકતનો ભોગવનાર ભગવાન તમને આપશે.

મિસ્ત્રી—અરે બાઇ અવસ્થા થવા આવી આજ સુધી તો સ્વપ્નામાં પણ પુત્રનું મોં જાયું નથી તો હવે થશે એ શિ આશા માટે મેં તે તરફની ફિકર કાઢીજ નાંખી છે.

ગંગારામ—હું નથી બોલ્યો પણ મને ભગવાને બોલાવ્યો છે, માટે એ કામ સિદ્ધ થવાનું હશે.

મિસ્ત્રી— ભલે ઇશ્વર એમ કરે તો સારૂ, પણ તારી વાત કર.

ગંગારામ—હું તમારે ત્યાં રહીશ દિવસમાં ત્રણ કલાક તમારૂ કામ કરીશ, અને મારી નજરમાં આવશે તે વખત ચાલ્યો જઇશ.

મિસ્ત્રી—સારૂ બાઇ તારી ઇચ્છામાં આવે તેમ વર્તજે, પણ રહે તો સારૂ, આવ ઘરમાં હું રસોઇ કરવા મંડાવૂં, એમ કહી ગંગારામને ઘરમાં બોલાવી બેસારી; પાણી પઇ કંસાર કરાવી તૃપ્ત કરી સુવાની ગોઠવણ કરી, સવારમાં જ્યારે ગંગારામ ઉઠયો ત્યારે કહ્યું, કાકા મને કામ કરવાન તમારાં હથીઆર આપો, અને હું માગુ તેવાં લાકડાં લાવી આપો.

મિસ્ત્રી—આ સર્વ ઓજાર તારી પાસેજ પડયાં છે, જે જે લાકડાં જોઇએ તે ત હું તને પુરાં પાડુ, પણ મારી મરજી એવી છે કે તારી પાસે કામ ન કરાવવું.

ગંગારામ—ખાઇને આળસુ બેસી રહેવાથી, શરીર માટી થાયછે, અને યાદશક્તિ મંદ થાય છે, માટે અક્કલને અને અંગને આળસુ રાખવા એ ઉત્તમ પુરૂષનું લક્ષણ નથી.

મિસ્ત્રી—ભલે જેવી તારી મરજી. આજે કહી બતાવ કાલે સવારે જે જે લાકડાં જોઇએ તે માગી લેજે.

બિજે દિવસે સવારથી ગંગારામે પોતાનું કામ શરૂ કરવા માંડયું. એણે ત્રણ કલાક કામપર બેસવાનો નિયમ રાખ્યો, એ ત્રણ કલાકમાં ભુપ આવીને બોલાવે તોપણ તેની સાથે વાત ન કરવી એ નિયમ માર્યો. અનેક પ્રકારનાં પશુ પક્ષીઓ, જીવજંતુઓ રમકડાં રૂપે તે કરવા લાગ્યો, જીવજંતુના જે જે અવયવ આપણે આંખથી જોઇ ન શકીએ તેવા તેણે લડીને કરવા માંડયાં. કિડી, મંકોડી, માંખ, મચ્છર, ચાંચણુ, માંકણુ, સાપ, ઘો, કાગ, કાબર, બગલાં, બાજ, ઘુવડ, બિલાડાં, કુતરા, મરઘા, વિગેરે અનેક પ્રકારનાં રમકડાં તેણે ઘડવા માંડ્યા, એક માસ સુધીનાં સવ રમકડાં એકઠાં કરી બજારમાં વેચવાને માટે મોકલ્યાં. આવા ચમત્કારીક, મનને મોહ ઉપજાવે તેવાં રમકડાં જોઇ નયના લોકના થોક જોવા ટોળે મળ્યા, રાજાની સ્વારી ત્યાં થઇ જતી હતી તેણે લોક ભરાયા જોઇ બગી ઉભી રાખી શું છે તે તપાસ કર્યો; ત્યારે રમકડાં જોયાં. પણ રમકડાંનો બનાવનાર ન જોયો. રાજા કહે અહો આ કારીગર કેવો હશે અને ક્યાં હશે, કેટલાક માણસોએ જવાબ આપ્યો સરકાર, આપણા ગામમાં કેવળ મિસ્ત્રી કરીને છે તેને ત્યાં કોઇ પરદેશી સુતારનો છોકરો વખાનો માર્યો આવ્યો છે તેણે આ રમકડાં ઘડયાં છે. આ હકિકત સાંભળી રાજા પોતાની બગીમાં બેસી ચાલતો થયો. બિજે દિવસે કચેરીમાં જઇ પ્રધાનને વાત કરી, બાઇ કાલે બજારમાં મેં લાકડાંનાં રમકડાં જોયાં જેના ઘડનારને અતિશય શાહબાશી આપવી ઘટે છે.

**પ્રધાન**—હાજી, મેં પણ સાંભળ્યું હતું, કાલે બજારમાં બહુ માણસનો જમાવ થયો હતો.

**રાજા**—મારી મરજી એવી છે કે તે કેવળ મિસ્ત્રીને ઘેર આપણે સિપાઇ મોકલી છોકરાને અહીં બોલાવીએ.

રાજાના કહેવા ઉપરથી પ્રધાને સિપાઇ બોલાવા મોકલ્યા, સિપાઇ કેવળ મિસ્ત્રીનું ઘર પુછતા આવ્યા, અને મિસ્ત્રીને કહ્યું કે તમારે ત્યાં જે કારીગરનો છોકરો છે તેને રાજા હાલ બોલાવે છે.

**કેવળ**—હાલમાં તે પોતાના કામ ઉપર બેઠો છે. માટે વાત નહિ કરે ત્રણ કલાક પછી આવજો.

**સિપાઇ**—અરે કીદર હે, રાજા ખુદ બુલાતેહે.

**કેવળ**—પેલા ઓરડામાં છે જાઓ. ( આંગળી બતાવીને ) હીંદુ અને મુસલમાન બંને સિપાઇ આવી ગંગારામના સામા બેઠા. થોડીવાર સુધી જ્યારે ગંગારામે તેમના સામુ ન જોયું ત્યારે અકળાઇને કહ્યું, બાઇ

તમને રાજા બોલાવે છે, સાંભળ્યું હશે હમણાં ઉત્તર દેશે એમ વિચારી જરા ખોટી થયા પછી કલાકે બોલ્યા બાઇ તમને રાજા તેડે છે જવાબ તો દયો તેનો પણ કાંઇ ઉતર પાછો વળ્યો નહિ. એમ કરતાં ત્રણ કલાક પુરા થયા ગંગારામ હાથમાંથી ઓજાર નિચે મુકી બોલ્યો, કેમ બાઇ આવવું થયું છે ?

સિપાઇઓ—આપને રાજા બોલાવે છે.

ગંગારામ—હું તમારા રાજા પાસે આવવા માગતો નથી.

સિપાઇઓ—( બારે વરસે બાવા બોલ્યા તો કે બચ્ચા કતંતર આવસો. મનમાં ) આપને સહજ બોલાવે છે ઝાઝા ખોટી નહિ કરે.

ગંગારામ—ગડબડ મુકો, જાઓ અહીંથી, મારે આવવાની કાંઇ જરૂર નથી.

સિપાઇઓ—અમારા ઉપર શું કરવા વાંટા કાઢોછો. અમેતો ચાકીના ચાકર.

ગંગારામ—તમે મારા માથાના મુરબ્બી, પણ એકવાર ના કહ્યા પછી જક કરોછો માટે મારે એમ કરવું પડયું. ( સિપાઇ જાય છે. )

સિપાઇ—રાજાધિરાજ એણે ત્રણ કલાક સુધી તો ઉત્તર દીધો નહિ અને આખરે કહ્યું કે હું તમારા રાજા પાસે આવવા માગતો નથી.

રાજા—આજ કાલ હુન્નરને માન છ. પ્રધાનજી કાલે સવારે તમે પંડે જઇ તેડી લાવજો.

બિજે દિવસે સવારમાં પ્રધાન મેનો લઇ ગયા તેને કેવળ મિસ્રીએ જણાવ્યું કે પ્રધાનજી ભલે પધાર્યા, એ છોકરો હાલ કામમાં બેઠો છે તે ત્રણ કલાક સુધી કાઇની સાથે વાત નહિ કરે, માટે હાલ બેસો અને મારા ગરીબની પાન સોપારી અંગિકાર કરો. મિસ્રીએ મેવા મિઠાઇ વિગેરે મંગાવી ચાહ મુકાવી પ્રધાનની આગતા સ્વાગતા કરી એટલામાં ગંગારામ કામ ઉપરથી ઉઠીને આવ્યો.

પ્રધાન—ચાલો તમને રાજા બોલાવે છે.

ગંગારામ—અરે રાજા કોણ થાય છે, કોનો રાજા મારે ને એને શું નિસપત છે.

પ્રધાન—તમે ભુલ ખાઓછો, તમારી કારીગરી જોઇ રાજા ખુશી થયા છે, આ પળ ચોઘડીયુ જુદુ છે, રાજા તમને ન્યાલ કરી દેશે.

ગંગારામ—મને સંસારમાં કોઇ વાતની અપેક્ષા રહી નથી, અને મને ન્યાલ કરે તેવી કોઇ વસ્તુ ઇશ્વરે સરજાવી નથી તો રાજા શું કરશે.

**પ્રધાન**—ભાઈ તમારે માટે મહારાજાએ મેનો મોકલ્યો છે.

**ગંગારામ**—તે ખુશીથી પાછો લઈ જાઓ.

**પ્રધાન**—ગંગારામભાઇ, આમ શામાટે કરો છો, ભલે તમારે કોઇ વાતની અપેક્ષા ન હોય તોપણ મારા માનની ખાતર જરા આવીતો જાઓ.

**ગંગારામ**—ચાલો.

વસ્ત્ર પહેરી તૈયાર થયો, અને ચાલતો પ્રધાનની સાથે વાતો કરતો દરબારમાં આવ્યો.

**રાજા**—(આસન આપીને) ભાઇ આપનો બહુ ભારેખમ લાગોછો.

**ગંગારામ**—ભારેખમની પાસે ભારેખમ થવું પડે એ મારી પ્રકૃતિ છે.

**રાજા** જો મારી વિનંતી કબુલ કરોતો કહું.

**ગંગારામ**—સુખે કહો, યથાયોગ્ય કરવું એ હું કરી શકીશ.

**રાજા**—તમને રહેવાને એક મહેલ, રસોઇને માટે રસોઇઆ, સેવામાં સેવક, ચાકરીમાં ચાકર, સવ સોંપુ. તમે એ મહેલમાં રહી અનેક પ્રકારનાં રમકડાં કરી મારૂં મન ખુશ કરો. હું તમે ખુશી થશો એટલો દરમાયો આપીશ.

**ગંગારામ**—મારે દરમાયો જોયતો નથી. હું તમારો બંધારણ નહિ મારી મરજી હોય ત્યાં સુધી રહું. હમેશાં ત્રણ કલાક તમારૂં કામ કરૂં.

**રાજા**—જેમ મરજી. ( પ્રધાન તરફ નજર કરીને ) પ્રધાનજી સુંદિર મહેલ તથા નોકર ચાકરનો બંદોબસ્ત કરો !

**પ્રધાન**—નામદારનો જેવો હુકમ.

ગગારામે સવારના સાતથી દશ પોતાનું કામ જારી રાખ્યું. રાજાની જે જે ફરમાશો થતી જાય તે તે કામ કરતો જાય. કોઇ કોઇ વખતે રાજા તેની ચતુરાઇ જોવાને, તે કામ કરતો હોય તે દર્મિયાનમાં આવીને બેસતો પણ તે પોતાના કામથી પરવારે નહિ ત્યાં સુધી રાજા તેની સાથે વાત કરવા પામે નહ. સર્વ સાહિત્ય રાજા તેને પુરી પાડતો, અવકાશના વખતમાં તેણે એક ગોળો કરવા માંડયો. ઊંડા ગોળાકારના બે ઢાંકણાં કરી તેને બંધ કર્યાં એટલે લીંબુ જેવો અને જેટલો આકાર થયો, ારી કાઇથી જોતાં પણ તેનો સાંધો માલમ ન પડે એવી ચતુરાઇ તેણે કરી હતી. તેના ઉપર ખજુરા ભાતનું કોતર કામ કરી તેમાં સોના રૂપાના વરખ દબાવ્યા. ત્યારપછી બીજો ગોળો બનાવ્યો કે જેમાં પહેલા ગોળાનો સમાવેશ થાય, ત્યારપછી ત્રિજો કે જેમાં બીજો સમાય. એમ ઉપરા ઉપરી સાત ગોળા કર્યા, તેમાં દરેકના ઉપર જુદી જુદી ભાતની ઉત્તમ કા-

રીગરી કરી હતી છેક ઉપરના ભાગમાં એક ઢાંકણા ઉપર સુર્ય અને બીજા ઉપર ચંદ્રનાં ચિત્ર કર્યાં હતાં, છેક અંદરના ઢાંકણામાં તેણે એક દોહરો લખ્યો હતો જેનો ભાવાર્થ એ હતો કે, હું મિત્રનો વિયોગી છું અને ફરકાબાદમાં રહું છું. આવો સુંદર શોભીતો ગોળો કરી તેણે ગંગા નદીમાં જઇને વહેતો મુકયો એ પ્રમાણે તેણે દર અઠવાડીએ એક એક ગોળો તૈયાર કરી મુકવા માંડયો તેની શોભા સુર્ય ચંદ્ર સરિતામાં ડુબતા હોય એવી દેખાતી હતી.

## ગુમાની ગુરૂ.

હવે આપણે નદીમાં તણાતા મુકેલા ખુશખુશ જમાદારની ખબર લઇએ. ઘોડાએ ખરો રસ્તો મુકી ખોટે રસ્તે ચાલવા માંડયું એટલે જમાદારના હોસ કોસ ઉડી ગયા. અલ્લા અલ્લા અલ્લા કરી પોકાર કરવા લાગ્યા. ત્રણેક ગાઉ સુધી ઘોડા સ્થંભી શકયો નહિ, આખરે જીવ જવાની તૈયારી થઇ ઘોડાએ પાણીમાં ડુબકીઓ ખાવા માડી, જમાદાર પણ બે ત્રણ વખત માથાબોળ નાહ્યા, જ્યારે અલ્લાનો છેલ્લો પોકાર થયો ત્યારે કેટલાક ખારવાઓ હોડી લઇ ફરતા હતા, તેમણે વેગળેથી આવતાં જોયું અને વનમાં હોડીને સ્થભાવીને ઘોડાને ખાવતા પકડયો, જમાદારને ઉચકીને અને ઘોડાને ખેંચીને ઉપર ચઢાવ્યા. અડધા કલાકે જમાદારને શ્વાસ વળ્યો ત્યારે સાધુનો વેશ જોઇ ખારવાઓ પુછવા લાગ્યા મહારાજ આપ શી રીતે તણાયા ?

ખુશખુશ—તમને નહિ પકડા હોતા તો દરીઆમેં જાતા, મરતા નહિ.

ખારવા—મહારાજ દરીઓતો દુર રહયો, અને રસ્તામાં પ્રાણ નિકળી જાત, બાપજી આપનું નામ શું.

જમાદાર—ગુમાની બાવા, સબ હમકુ કહેતે હે.

ખારવા—બાપજી આપણે મુકામે ચાલો, અમારાથી બનતી સેવા કરીશુ.

ગુમાની—બહોત અચ્છા જેસી જગદીશકી મરજી.

ખારવાએ પોતાને મુકામે લઇ જઇ મંદિરમાં રાખ્યા પણ પોતે પોતાની જાત વિચારીને આપ નિવેદી થયા. કોઇને અડવું નહિ કોઇનું પાણી પીવું નહિ એવા સખત નિયમ પાળવા લાગ્યા. સૌ તેને ગુરૂ કહેતા, ગુમાની ગુરૂ એ નામથી ઓળખાવા લાગ્યા. એક વખતે ગુમાની

ગુરૂ ઘોડે સ્વાર થઇ નદી કિનારે સાંજના ફરવા નિકળ્યા, ત્યાં મિત્રોને સંભારી વિચાર શુન્ય થયા હતા, એક પથ્થર ઉપર બેઠેલા હાલ્યા ચાલ્યા વગર ધ્યાન કરતા હોય એમ માલમ પડતું હતું; ત્યાં કોઇ રાજાનું આવવું થયું. રાજા ચર્ણમાં મુરતક મુકી કહેવા લાગ્યો, હે કૃપાસિંધુ ઘેર પધારી મને પાવન કરો.

ગુરૂ—ચલ ચલ ચલ દુર રહે. કોનહે ?

રાજા—મહારાજ આ પાસેના ગામનો હું રાજા છું, આપના ચરણના પ્રતાપથી છસેં સાતસેં ગામનો હું ધણી છું પણ તે સઘળું આપ જેવા સતની સેવા કર્યા વિના હું તુચ્છ સમજું છું.

ગુરૂ—દુર હઠ વિષ્ટાકા કીડા તુ સંતકી સેવા કયા કરેગા.

રાજા—સત્ય બાપજી હું વિષ્ટાનોજ કીડો છું, પણ અલ્પ આયુષમાં જે થયું તે કરવા ચાહું છું.

ગુરૂ—બહોત અચ્છા બચ્ચા તેરી મરજી હે તો મેં તેરે ઘર ચલા આઉંગા, મગર મેરી મરજી હોવે ઉસી તરાહસેં મેં ચલુંગા.

રાજા—બહુ સારૂ બાપજી પધારો. ( ખુલખુલ જમાદારને રાજા ઘેર લઇ ગયા. )

રાજાને ઘેર જઇ મુનિવ્રત ધારણ કર્યું અને કહ્યું કે આજસે એક મહીના તક મેં બોલુંગા નહિ. પોતાનો ધર્મ સચવાય એવી રીતથી તેણે વર્તવા માંડયું, એક વખત શહેરનો કોઇ માણસ ફરૂકાબાદથી રમકડાં લાવ્યો, જે જોઇ રાજા વિસ્મય પામ્યો. અને કહ્યું કે આવો કારીગર આપણાં રાજ્યમાં હોય તો કેવું. રમકડાં લાવનારને રાજાએ પુછયું બાઇ કારીગરનુ નામ શું છે, અને ઉમ્મર કેટલી છે? જવાબમાં જણાવ્યું કે તેનું નામ ગંગારામ છે. સોળ વરસની ઉમ્મરનો છોકરો છે. પણ રાજાની એ પરવા રાખતો નથી.

રાજા—અરે એવો કારીગર કોઇ અહિં લાવે તેને જે માગે તે આપું.

ગુમાનીગુરૂ—રાજા, મેરે કુછ નહિ ચહિતાહે કલ મેં જાઉંગા ઓર ઉસકુ લેકર આઉંગા.

રાજા—બહોત અચ્છા બાપજી.

બિજે દિવસે સવારમાં બે સ્વાર સાથે આપી ગુમાની ગુરૂને વિદાય કર્યા. ગુરૂ રસ્તામાં વિચાર કરવા લાગ્યા યા અલ્લા કભી મિત્ર હોય તો અચ્છા.

## શાન્તાબા.

અવંનગરથી સમુદ્રમાં ખેંચાએલો રણમલ સાત દિવસ સુધી પાણી-થી બહાર નિકળવા ન પામ્યો. સાત દિવસની ભુખ અને તરસ તેને પિડવા લાગી. આઠમા દિવસની સવારમાં સમુદ્રના કિનારા ઉપર તે આવી પહોં-ચ્યો ત્યાં તેણે ઝાડને પહાડ સિવાય કાંઇ જોયું નહિ, હરીની મરજીથી કિ-નારો હાથ લાગ્યો, લાકડા ઉપરથી ઉતરી, એ ત્રણ કલાક સુધી કિનારા ઉપર પડી રહ્યો, પછી ઉઠીને ચાલ્યો. તેણે દશેક ગાઉની મુસાફરી કરી નહિ એટલામાં વણઝારાની પોઠો પડેલી દીઠી. વણઝારીઓ તથા વણઝારા મળી આશરે પચીશેક માણસ હતાં, પોઠો ચાર હજાર હતી, રણમલને જોઇ સૌ આશ્ચર્ય પામ્યા. અરે આ કોઇ દેવ હશે કે ગાંધર્વ હશે. પચાસ પચાસ ગાઉ ફરતું ગામ નથી એવા અઘોર જંગલમાં કયાંથી અને શી રી-તે આવ્યો હશે? ચાલો પુછીએ.

વણઝારા—ભાઇ તમે કોણછો, તથા અહીં કેમ આવવું થયું છે?

રણમલ—રાજકુમાર, આફતના મોજામાં તણાયોછે.(બધો હેવાલ કહ્યો.)

રણમલનું બોલવું સાંભળી વણઝારાને દયા ઉત્પન્ન થઇ, તેમણે એને એક ખચ્ચર બેસવા આપ્યુ, અને કહ્યું કે તને જ્યારે ખાવા પીવા જોઇએ ત્યારે અમારી પાસેથી માગી લેજે. આમ રણમલ ખચ્ચર ઉપર બેશી મુસાફરી કરતો વણઝારાની પોઠો સાથે ચાલ્યો. ત્રણેક દિવસ થઇ ગયા એક દિવસ ર-ણમલ પોઠોથી થોડો પાછળ રહ્યો, મનમાં વિચાર્યું કે હમણાં એમને પકડુછું, આ સામો પહાડ, પેલો પહાડ, પછી કેટલાક આઘા જવાનાછે, જે દિશામાં વણઝારા મુસાફરી કરતા હતા તે દિશા મુકી બીજી દિશાએ ખચ્ચર લઇ જાય છે, એમ એને ભાસ આવ્યો નહિં. તેણે ખચ્ચર ઉપર સાત દિવસ રાતને દ-હાડો મુસાફરી કરી તોપણ કોઇ માણસ તેના જોવામાં આવ્યું નહિ, ત્યારે તેને ખાતરી થઇ કે હું તો ભુલો પડયો, હવે હું કાં જઇશ, મને ખાવાપી-વાને આધાર મળ્યો હતો તે પણ ગયો, એમ વિમાસણ કરતો, ફળફળાદી ખાતો ઝરણનાં પાણી પિતો જંગલી જનાવરોના અવાજ સાંભળતો, પહાડ પર્વત ઓળંગતો કાલાકુંડ નગરની પાસે આવી પહોંચ્યો જે નગરના કો-ટના કાંગરા તેણે પહાડ ઉપરથી જોયા, અને વિચાર્યું કે ભગવાને વિશ્રામ સ્થાન બતાવ્યું ખરૂં, આ સામુ દેખાય છે તે ગામમાં આપણું બાકી રહેલું આયુશ પુરૂં કરીશું હવે દેશપરદેશ ભટકી દેહને દુઃખ પાડી રાજ્યગાદી જોઇતી નથી. દરવાજામાં પેઠો ત્યારે દરવાજે દરવાન ન મળે, આગળ જતાં બજારની દુકાનો કેટલી ઉઘાડી અને કેટલી વાસેલી જોઇ, પણ કોઇ માણસ ફરતો

કે દુકાન ઉપર બેઠેલો તેની નજરે પડયો નહિ. હજારો વહેપારીની દુકાનો ઉઘાડી પણ માણસ ન દેખાવાથી ગભરાયો, કે હું તે માણસ દેખતો નથી, કે આ ગામમાં માણસ છેજ નહિ, એમ વિમાસણ કરતો રાજ દરબાર તરફ ચાલી આવ્યો. દરબારની ત્રણ વિશાળ હવેલીઓ એક સનમુખ અને બીજી બે ઉત્તર દક્ષિણના દ્વારની હતી. રણમલ દરવાજામાં દાખલ થઈ દશ ડગલાં ચાલ્યો નહિ એટલામાં સામા મહેલમાંથી, દેવ કન્યા જેવી જુવાન બાળા પંદર વરસની ચાલી આવી. તેણીએ રણમલના ચરણમાં મુસ્તક મુકી કહ્યું સ્વામિનાથ પધારો મારો મહેલ પાવન કરો. રંભા સમાન રૂપ, રતિકા જેવી ક્રાન્તિ, અધીરા હંસ જેવી ચાલ, કસ્તુરી મૃગ જેવાં લોચન એ સર્વે મળી રણમલને લલચાયો તો ખરો, પણ અચાનક આફતમાં આવી, વિપત્તિ વેઠી હમણાંજ ચાલ્યો આવેલો તેથી તેને સ્ત્રિનાં વચન સાચાં લાગ્યાં નહિ અને ઉત્તર વાળ્યો કે તુ કોણ છે?

**શાન્તા**—મહારાજ, હું આપની સ્ત્રિછુ

**રણમલ**—અરે પરણ્યા પહેલાં સ્ત્રિ ક્યાંથી?

**શાન્તા**—આપ મને નહિ પરણ્યા હો; પણ હું તો આપને અંતરથી વરી ચુકીછુ, આપ મહેલમાં પધારો પછી વાત કરજો.

**રણમલ**—ચાંચીઆએ ચાલાકી કરી વહાણ દર્શાવી દુઃખ સમુદ્રમાં ડુબાવ્યો, તેમાંથી તો બહાર નિકળવા હજી પામ્યો નથી તે પહેલા આ બીજી દોરી સંધાય છે. હે ઇશ્વર જેવી તારી મરજી.

**શાન્તા**—સ્વામિનાથ આમ રસ્તા ઉપર ઉભા રહેવું તે કરતાં મહેલમાં જવાય તો મારાથી તમારી બનતી સેવા થાય.

**રણમલ**—હા ચાંચીઆએ વહાણમાં સેવા કરી હતી. અને તમે મહલમાં કરજો. લ્યો ચાલો આગળ હું આ આવ્યો પાછળ.

(શાન્તા આગળ અને રણમલ પાછળ બને ત્રિજે માળે બેઠાં) સુંદર બિછાનું બિછાવેલું હતું તે ઉપર રણમલને બેસારી તેને થોડુ રૂચીકારક ખાવાનું કરી આપી પાણી પઈ પવન નાખી નિદ્રાવશ કર્યો. બિજે દિવસે જરા વિશેષ ખવરાવી આગતા સ્વાગતા કરવા માંડી. ત્રિજે દિવસે એથી વધારે એમ દસે દિવસે રણમલ પોતાની અસલ સ્થિતીએ આવ્યો અને ખાઇ પીને ચેન કરવા લાગ્યો. એક દિવસે સ્ત્રિ અને પુરૂષ બન્ને જમી પરવારી હાસ્ય વિનોદમાં બેઠા છે. તે વખતે રણમલે પુછ્યું. આ નગરનું નામ શું? રાજા કોણ? ઉજડ થવાનું કારણ? તમે કોણ? અને તમારૂ નામશું?

**શાન્તાબા**—સ્વામિનાથ, આ નગરનું નામ કાલાકુંડ છે, રાજાનું

નામ ઓંકારસિંહ હતું, રાજા અને પ્રધાન એક વખતે શિકારે ગએલા ત્યાં વાઘના શિકાર કરતાં કોઇ હસ્તિને ઘા લાગવાથી તેનો પ્રાણ ગયો, તેના લાગતા વળગતા બીજા હસ્તિનોએ આવી આ ગામ ઉજડ કર્યું, સર્વને ઉંઘતા ખેંચી જઇ મારી નાંખો નગરની બહાર બાર ગાઉ ઉપર ઢગલો કર્યો, છેવટે મને આવી કહ્યું, હે બેન તું પદમણીનો અવતાર છે, પૃથ્વી ઉપર તારા જેવી કન્યાઓ બહુ થોડીજ ઉત્તપન્ન કરે છે, માટે તને જીવતી રહેવા દઇએ છીએ. તને ભગવાન યોગ્ય પતિ મેળવશે, એમ કહી ગયા પછી પંદર પંદર દિવસે મહારી ખબર કાઢે છે અને જે જે વસ્તુ મહારે જોઇએ તે લાવી આપે છે. એજ રાજા ઓંકારસિંહની હું પુત્રિ અને મહારૂ નામ શાન્તા, નામ શાન્તા પણ શાન્તી આપના દર્શનથીજ થઇ છે. હવે આપ કોણ છો તે કૃપા કરી આ દાસીને કહો.

**રણમલ**—શાન્તા, રજપુત સંસ્થાનમાં આવેલા વાંસવાડા નગરના રાજા સમિરમલનો હું કુમારછું મહારૂ નામ રણમલ છે, અપરમાના અંતરના વહેરથી મહારી આ દશા થઇ છે, મારા મિત્રો... (એમ કહી આંખમાંથી અશ્રુપાત કરવા લાગ્યો.)

**શાન્તા**—(ગળગળી થઇને) સ્વામિનાથ મિત્રો કહી રહી કેમ ગયા? આગળ વિસ્તારી વાત કરો.

**રણમલ**—( અતી આક્રંદ કરીને ) શાણી હવે મારાથી આગળ બોલાય તેમ નથી.

**શાન્તા**—આપને એવું શું યાદ આવ્યું કે જેથી બોલતા બેહોશ થઇ ગયા ?

**રણમલ**—મારા મિત્રો.

**શાન્તા**—એવા કેવા મિત્રો કે માબાપ વિગેરે કોઇને યાદ કરતાં અશ્રુપાત નહિ ને મિત્રને સંભારતાં.

**રણમલ**—પ્રિયા; મારા; મિત્રો તે તો નિરંતર યાદ કરવા જેવા છે. તેમનો એકેક ગુણ મારા અંતરથી વિસરતો નથી.

**શાન્તા**—સ્વામિનાથ, આપના મિત્રના ગુણનાં વખાણ કરો જેથી હું પણ જાણી આપના દુઃખમાં ભાગ કરૂં.

**રણમલ**—જેકનશા ઝવેરી કરી એક મારો મિત્ર છે, તે સ્ત્રિ ઉપરથી પુરૂષ પરખે છે, કોઇ પણ અજાણી સ્ત્રિ તેની નજરે પડે કે તુરત તે તેના પતિનું નામ દે.

**શાન્તા**—આ તમારા મિત્રે, એ તો ઘણો ઉત્તમ ગુણ સંપાદન કર્યો છે.

**રણુમલ**—અરે બીજો ગંગારામ કરી એક સુતારનો પુત્ર તે કાષ્ટ વિમાન કરી આકાશ માર્ગે મુસાફરી કરી શકે છે, તે એકલો નહિ પણ અધીક માણસો લઇને.

**શાન્તા**—વાહ પ્રાણનાથ આપના મિત્ર એક એકથી ચઢીઆતા લાગેછે.

**રણુમલ**—ત્રિજો મિત્ર મારો ખુલખુલ જમાદાર તે મૃત સજીવન વિદ્યા જાણે છે. જ્યાં સુધી હાડકું હોય ત્યાં સુધી સજીવન કરી શકે, એ મારા ત્રણે મિત્ર મારા વિયોગથી જીવશે નહિ, કાશીમાં કર્વત મુકાવી પ્રાણ ખોશે. અમને છુટા પડયાને ત્રણ મહિના થયા.

**શાન્તા**--અરે હુંતો વાત સાંભળી ચકિત થઇ ગઇ, જ્યારે આવા ગુણીજન તમારા મિત્ર હશે ત્યારે, તમારામાં કયો ગુણ નહિ હોય તેનું મને અનુમાન થઇ શકતું નથી, આપ સર્વ ગુણ સંપન્ન હશો.

**રણુમલ**—સોળકળા અને બત્રિસ લક્ષણ તે મારામાં પણ એક કળા ઘટી કે હું ચાંચીઆના પ્રપંચથી છેતરાયો.

**શાન્તા**—દૈવની પાસે ડહાપણ ચાલી શકતું નથી. હવે મધ્યાન સમય થયો છે આપ નિદ્રાવશ થાઓ જેથી શરીર સુખ શાન્તિમાં રહે.

**રણુમલ**--હા, હું પણ એજ વિચારમાં હતો. (નિદ્રાવશ થાય છે.)

રણુમલના નિદ્રાવશ થયા પછી શાન્તા કુંદનની કાંસકી લઇ, ઝરૂખામાં પોતાનું માથું ઓળવા બેઠી. તે વખતે કાશીનગરથી ઉડેલી કપટ પંક્ષણી દેશ પ્રદેશ જોતી, આવી સામી બેઠી. પદ્મણી જોતાંજ પંક્ષણી આનંદ પામી. અહો આજે મારા ભાગ્યનો પાર રહ્યો નથી. આ ઝરૂખામાં બેઠેલી કન્યા લઇ જઇ ગમારમલને પરણાવું તો રાજા કુલણમલ મને મોં માગ્યું ઇનામ આપે. આ નગ્ર ઉજડ છે એટલે લઇ જવાને વાંધો પણ આવે એવું લાગતું નથી, એમ ધારી છાપરાને મોભારે બેઠેલી ત્યાંથી નિચે ઉતરી. શાન્તાની નજર પડતાં તેણીએ વિચાર્યું, અરે આ અજબ તરેહની પંક્ષણી ક્યાંથી, વાહ જગદીશ્વર તેં પણ કૃપા કરવા માંડી, મારા સ્વામિના પગલાંથી સર્વે સારાંવાનાં થશે. આમ વિચાર શુન્ય થઇ એટલામાં પંક્ષણીએ ઘરડી ડોસીનું રૂપ ધારણ કર્યું, અને દાંત બહાર કાઢી બિવરાવા લાગી. શાન્તા ચમકી પોતાના પતિને જઇ વળગી પડી. રણુમલ ઉઠી કામઠાપર તીર ચઢાવી ઝરૂખે આવી ઉભો. રણુમલને જોઇ ડોસી કાલાવાલા કરવા લાગી, અરે માબાપ હું ત્રણ દિવસની અપવાસી વખાની મારી અહીં આવી ચઢીછું. આવા નમ્રતાઇના શબ્દ સાંભળી રણુમલને દયા ઉત્પન્ન થઇ, તેણે કામઠું નિચે મુકી, ડોસીને ઉપર બોલાવી, તેણીને રસોઇ

કરી ખવરાવવાને શાન્તાને હુકમ કર્યો. હુકમને આધિન થઇ તેણીએ રસોઇ કરી ખવરાવ્યું; અને પછી તેને મકાન છોડી જવા કહ્યું, ત્યારે ડોસી રોઇ પડી અને કહેવા લાગી માબાપ હું અહી સુધી આવેલી કયાં પાછી જાઇશ. હું નિરાધારછું, આપની સેવા કરીશ અને પડી રહી પેટ ભરીશ. અતી સંકટ વેઠી આવેલા રણુમલને દયા ઉપજી, પણ શાન્તા કે જેણે રંડાનુ કપટ જોયું હતું. તેને દયા ન આવી, તેથી રાખવી ને ન રાખવી એમ બે મત થયા. આખરે સ્વામિના વચનને આધિન થઇ તેણીને રહેવા દીધી. ડોસી દિવસે દિવસે જુવાન અવસ્થા ધારણ કરતી ગઇ અને જે જે કામ દેખે તે તુરત કરવા લાગી. શાન્તાને રસોઇ કરી જમી પરવારીને બેસવું તે સિવાય બીજું કાંઇ કરવું પડતુ ન હતું. આ જોઇ રણુમલ પ્રસન્ન થયો. પંદરેક દિવસ થયા પછી બપોરના સમયે જે વખત રણુમલ જમી પરવારી સુઇ રહ્યો તે વખતે ડોસી શાન્તાના માથામાં ધુપેલ નિંચવા લાગી.

ડોસી—બળ્યુ બા, પાંજરામાંથી હેઠાંનો કોઇ દિવસ બેઠાંજ નહિ.

શાન્તા—તારી મરજી હોય તો ચાલ નિચે બેસીએ.

ડોસી—હું તો કયારનીએ કહુછું. જરા શરીરે ઠંડક પણ લાગે, ચાલો.

શાન્તા—કેમ ડોસી અહીં ઠીક છે કે નહિ ?

ડોસી—વાહ આથી કેવું જોઇએ છીએ, હેં બા મારે તમને પુછવું છે, તે બળ્યુ પુછુ કે ના પુછુ, એમ થાય છે.

શાન્તા—તારે પુછવું હશે આ ગામ ઉજડ થવાનું કારણ, તે તો પહિલે કહ્યું છે.

ડોસી—ના બા ના, બીજું છે, કે આવા ઉજડ અને એકાંતમાં તમને આ પતિ મળ્યા એ પૂર્વનું તપ.

શાન્તા—હા તપ તો ખરૂં, નહિતો જોઇતી આવી મુરત મળે નહિ.

ડોસી—જો જો માણુસ ધારતા એતો દેવ છે.

શાન્તા—અરે ગાંડી દેવ તે અહીં આવે ? પણ મારે મન તો દેવ જેવા છે.

ડોસી—તમને ખબર નથી દેવનું પારખું બતાવું.

શાન્તા—શું પારખુ, કહે સુને ત્યારે હું જાણું હા ખરી વાત.

ડોસી—ના બા એમ તો ન કહેવાય. તમે અમને પુછો ને મહારૂ નામ ન દો ત્યારે.

શાન્તા—હા તેમ કરીશ, પણ શું પારખુ તે કહે.

ડોસી—બા દેવને મ્હોત નહોય, એ મેં સાંભળ્યું છે માટે આજ પુછીને ખાત્રિ કરજો, હશે તો એ કાંઇ છુપુ હશે.

**શાન્તા**—આજે હું સ્વામિને પુછી આ વાતથી માહિતગાર થઇશ.

**ડાસી**—પણ બા મેં પુછાવરાવ્યું છે એવું એમને ખબર ન પડે.

**શાન્તા**—તેમ હું બનવા દેઇશ નહિ. શાન્તાની મુખ મુદ્રા જોઇ રણમલે કહ્યું.

**રણમલ**—પ્રાણવલ્લભા, આપ કાંઇ ઉંડા વિચારમાં પડયાં હો એમ દેખાય છે.

**શાન્તા**—સ્વામિનાથ, આજે મને બાળપણમાં સાંભળેલી વાત યાદ આવી કે દેવને મૃત્યુ હોતુ નથી, તો આપ દેવ જેવા છો માટે જાણતા હશો કે આપને મૃત્યુ છે કે નહિ.

**રણમલ**—આ વાત નાનપણની સાંભળેલી નથી પણ હાલ સાંભળી હોય એમ લાગે છે, હું દેવ નથી પણ મનુષ્યછું એવું મારી વાત ઉપરથી તેં જાણ્યું હશે.

**શાન્તા**—પ્રાણપતિ, આપને મૃત્યુ છે કે નહિ, તે વિષે મારાથી છાનુ રાખો તો તમને મારા સોગન.

**રણમલ**—પ્રિ તું હઠ કરે છે પણ એ વાત તને પસ્તાવો કરાવશે.

**શાન્તા**—ના પતિ મારે કોઇને કહેવી નથી, મહારે જાણવું છે.

**રણમલ**—તારી હઠ છે તો કહુંછું, કે મારા જમણા પગના અંગુઠામાં પદ્મ છે તે ઉપર સિંદુર અડે તો મહારૂ મૃત્યુ થાય. આ વાત મારા માતા પિતા તથા મારા ત્રણ મિત્ર શિવાય કોઇ જાણતું નથી.

બિજે દિવસે, શાન્તા અને ડાસી એકાંન્ત થયાં ત્યારે ડાસીએ પુછયું, કેમ બા જે વાત આપણે કાલે થઇ હતી તેનું કાંઇ સમાધાન થયું ?

**શાન્તા**—સ્વામિને મૃત્યુ છે, પણ છુપુ છે.

**ડાસી**—જુવો હું તમને શું કહેતી હતી, હવે એ મનમાં રાખજો કોઇને કહેશો નહિ, અને એ વાતની સાવચેતી રાખજો.

**શાન્તા**—સાચવનાર તો ઇશ્વર છે, આપણું સાચવ્યું શું રહે છે. પણ આવુ મૃત્યુ તો મેં આજેજ જાણ્યું.

**ડાસી**—એવું અગોચર કે તમે પણ આશ્ચર્ય પામ્યા ? હશે, આપની ધ્યાનમાં આવે તો મને સંભળાવજો નહિતો મારે પણ જાણવાની ઇચ્છા નથી.

**શાન્તા**—તારાથી છાનુ શું છે. એમના જમણા પગને અંગુઠે પદ્મ છે તે ઉપર સિંદુર અડે તો એમનું મૃત્યુ થાય.

**ડાસી**—અરે વાહ, ભગવાને કેવી કેવી સુરતો ઘડે છે. બા મેં કોઇ દિવસ ગામ નથી જોયુ માટે આપ રજા આપો તો એક ચક્કરફરી આવું !

**શાન્તા**—જા વહેલી આવજે.

દુકાને દુકાન ફરી કપટ પંક્ષણીએ સુરઇઆની દુકાન શોધી કાઢી, અને સર્વ વસ્તુ ફેંકી સિંદુર શોધી પડીકાં બાંધી, ઘેર પાછી વળી. બિજે દિવસે જ્યારે રણમલ નિદ્રાવશ થયો. ત્યારે બંને જણુ હમેશના રિવાજ પ્રમાણે મહેલની નિચે જઇ બેઠાં. માંથું ઓળી રહ્યા પછી અંબોડો બાંધવાની તૈયારી થઇ ત્યારે ડોસીએ કહ્યું બા મને તરસ બહુ લાગી છે, હું ઉપર જઇ પાણી પીને આવું છું.

**શાન્તા**—જા મારે માટે પણ લેતી આવજે !

ડોસી ઉપર જઇ લાવેલા સિંદુરનું પડીકુ ખુલ્લુ કરી પોતાના અંગુઠા ઉપર લઇ રણમલની ચાદર ઉંચી કરી જમણા પગના અંગુઠા ઉપર ટપકાવી દીધું, અને ટપકાવતાંજ તેનો પ્રાણ ગયો. રંડા હરખાઇને એજ હાથે પાણીનું પવાલુ ભરી શાન્તા પાસે ગઇ. લ્યો આ પાણી.

**શાન્તા**—(સિંદુરના અસરથી પાણી લાલ થયેલું જોઇને) અલી આ પાણી આવું કેમ ?

**ડોસી**—એ છાનીમાની પિતી હોયતો ! આવુંને તેવું કરતી.

શાન્તા ક્રોધાતુર થઇ, હાથમાંથી પ્યાલો ફેંકી દઇ, એકદમ ઉપર જઇને જોવા લાગી તો પોતાનો સ્વામી સ્વર્ગવાસ થએલો માલમ પડયો. તેજ વખતે ચકરી ખાઇ જમીન સાથે પછાડ ખાધી અને શુદ્ધિ આવતાં મોટા રૂદન કરતી વિલાપ કરવા લાગી.

### રાગ; ગિરધારીની ગરબીનો.

રંગ રસિઆરે રીસ કરી રિસાયા, મન મેળી, મેલી માયા.
હું આપ ચરણની દાસીરે, તેને નાથ કરોછો ઉદાસીરે,
હદ થઇ હવે મેલો હાંસીરે, રઠ મેલોરે રણમલ રાણાજીરાયા. મન મેળી. ૧
આ દગો ડાકણે કીધોરે, મુજ પેટનો પારજ લીધોરે,
દયા દર્શાવીને ડામ દીધોરે, કેમ જીવેરે આપવિના આ છાયા. મન મેળી. ૨
હવે પ્રાણ મારો હું ત્યાગુરે, મહારૂં જન્મ જન્મ દુઃખ ભાગુરે,
સ્વામિ એનોએ માગુરે, હરી આપજોરે સેં અરપા આ કાયા. મન મેળી. ૩

**ડોસી**—હવે વિલાપ કર્યે શું વળવાનું હતું, થવાનું તે થયું અને જે થયું તે સારાનેજ માટે હશે.

**શાન્તા**—અરે રંડા રહેવાદે તારો બકવાદ! કુભારજા નિચ કૃત્યની કરનારી, વ્યભિચારીણી, આવાં ઘોર કર્મ કરી ઇશ્વરની પાસે શું લાભ લેવા ધારતી હશે તે હું સમજી શકતી નથી.

ડોસી—ગાંડપણ મુકી, ડહાપણને ગ્રહણ કર, આ અઘાર જંગલમાં જેમ શિયાળ બોડચમાં પડી રહે તેમ દિવસ ગુજાર્યા તે કોણે જાણ્યા. ચાલ મ્હારી સાથે તને કાશી રાજાના કુંમાર સાથે પરણાવું તે રત્ન આ રણમલ કરતાં હજાર દરજ્જે સારૂં છે; અને તું એક રાજ્ય રાણી થઇને બેશીશ.

શાન્તા—અરે ઇંદ્ર અને ચંદ્ર સરખાને મારા રણમલની બરોબરી એ ન ગણું તો કાશી રાજાનો કુમાર તે કોણ ! ખબરદાર હવે પછી તારા મોમાંથી ઉચ્ચાર થશે તો આ ખંજરથી તારા પ્રાણનો ઘાત કરીશ.

ડોસી—સઘળી ચાલાકી રહેવા દઇ આગળ થા, નહિતો પંક્ષણી બની ચાંચમાં લેઇ ચાલતી થઇશ. એમ સત્ય માન કે આજથી તાતા સુખનો દિવસ ચઢતો થયો છે.

શાન્તાએ વિચાર્યું ચાલ જીવ હું કાશીમાં જાઉં, જો કદાચ ઇશ્વરની કૃપાએ એમના કહેવા પ્રમાણે એમના મિત્રનો મેળાપ થાય તો, નહિતો ઉત્તમ ક્ષેત્રમાં તપ કરી દેહનો નાશ કરી પ્રભુ પાસે એજ પતિ ફરીને માગવો. એવો મન સાથે વિચાર કરી, ચાર પાણીનાં કુડાં ભરી અને ચાર ઘીનાં કુલ્લાં જેમાં રૂની દીવેટો ઉતારી દિવા કરી પલંગ પાછળ ફેરા ફરી સ્તુતિ કરી હે અગ્નિદેવ હે વરૂણદેવ જ્યારે હું આવીશ ત્યારે મારા પતિનું મુડદુ તમારી પાસેથી એજ સ્થિતિમાં લઇશ. એમ કહી દ્વાર બંધ કરી સર્વ તરફથી મજબુતિ કરી. એટલે ડોસીએ મોમાં મણી નાંખી પંક્ષણીનું રૂપ ધારણ કર્યું. શાન્તા સ્વાર થઇ. ત્રિજે દિવસે કાશી નગ્રના બહાર મહાદેવના ઓટલા ઉપર ઉતારી, માલણ વધામણી કરવા ગઇ.

ફુલણમલ—કેમ માલણ તું આવી ?

માલણ—હા મહારાજ હું આવી, અને જીવના જોખમે આપના પુત્રને માટે પદ્મણી લાવી.

ફુલણમલ—ક્યાં છે ?

માલણ—આપણા નગ્ર બહાર સોમેશ્વર મહાદેવના ઓટલા ઉપર ઉભી રાખી છે.

તેજ વખત રાજા પ્રધાન સેનાધિપતિ વિગેરે જોવા ગયા અને જેમ જેમ માણસોને ખબર પડતી ગઇ તેમ તેમ જોવા આવવા લાગ્યા. એક કલાકમાં તો ગામમાં વાયકા થઇ ગઇ અને હજારો માણસોનો મેળો ચાલતો થયો. શહેરની મોહા સ્વરૂપવાન બાળાઓ પણ પદ્મણીને જોઇ અંજાઇ જવા લાગી. બે પગે ચાલતા સર્વ મનુષ્ય કન્યાના વખાણ કરવા લાગ્યાં. આ સઘળી બિના જ્યારે રાજ્ય માતાને કાને ગઇ ત્યારે તે દિલગીર થઇ, અને તેણીના મુખ ઉપર શોક છવાયો.

**સગુણ**—માતાજી ભાઇના લગ્નને માટે સારી કન્યા આવવાથી આખા નગરમાં આનંદ થઇ રહ્યો છે, અને આપ દિલગીર થયાં તેનું કારણ શું ?

**માતા**—પુત્રિ, ભાઇ ગમારમલ તે ગમાર જેવા છે. તેમને આવી સ્વરૂપવાન અને ગુણવાન કન્યા પરણાવવી તે આખી જીંદગીમાં સુખનો દિવસ ક્યારે દેખવાની ? ભાઇને બોલવાનું, ચાલવાનું, ફરવાનું, જમવાનું, કે કોઇની સાથે વિવેકથી વાત કરવાનું ભાન નથી તે આવી અનુપમ બાળાને શું સુખ દેવાના હતા.

**સગુણ**—તારે માતાજી તમારી મરજી એવી છે કે ભાઇને કુંવારા રાખવા ?

**માતા**—કુંવારોજ રાખવો એ નિશ્ચય મ્હારો નથી, પણ જ્યારે એને લાયક કન્યા મળે ત્યારે પરણાવવો, એમ થાય તો સારૂ.

**સગુણ**—માતાજી, રજા આપોતો હું જોવા જાઉં કે ભાભી કેવાં છે ?

**માતા**—ભલે જા, વહેલી પાછી ફરજે.

**શાન્તા**—અલી કપટ પંક્ષણી, મને અહીં ક્યાં સુધી ઉભી રાખવા છે ? અને આ પાસે આવી ઉભેલા પુરૂષો કોણ છે ?

**માલણ**—સામે ઉભા છે તે તમારા થનાર સસરા, ફુલણમલ. ફુલણમલ—( શાન્તાને ) બેટા હવે તમારે સુખના દિવસ ચઢતા થયા છે. આ કાશી નગરનું રાજ્ય તમારૂં લગ્ન થયું કે તરત હું મારા પુત્રને સોંપવાનોછું.

**શાન્તા**—ભલે રાજ્ય ગમે ત્યારે સોંપજો, પણ પ્રથમ મને તમારા પુત્ર દર્શાવો કે હું આ કપટ પંક્ષણીને જે કહેવું ઘટે તે કહું.

( સગુણ તથા ગમારમલ બંને સાથે આવ્યાં. )

**માલણ**—આ ગાડીમાંથી ઉતરી આવ્યા તે તમારા પતિ ગમારમલ અને સાથે સગુણ તમારાં નણંદ.

**ગમારમલ**—બાપા વહુ તો, બેન જેવી રૂપાળી છે.

**ફુલણમલ**—( તેનું માન રાખવાને ) હા, તું પણ પરીક્ષા બરાબર કરે છે. હવે તારાથી બોલાય નહિ, જરા શરમ રાખવી ઘટે.

**ગમારમલ**—બાપા તમે પયણ્યાછો ને કેમ બોલો છો ?

**ફુલણમલ**—બસકર બસટર, આહુઆવળુ સમજી, બકબકાટ ન કર.

**ગમારમલ**—હાં પોતાને કહ્યું એટલે કેવો ચટકો લાગ્યો.

**ફુલણમલ**—ગમાર, તારા મોં સુધી આ કન્યા હોય નહિ, અને પરાણે આવી છે, તે તારાં આવાં બાપલુ સાંભળી પરણશે નહિ.

**ગમારમલ**—નહિ પરણેતો હું કાંઇ કુંવારો રહેવાનોછું ! બેનને માટે હજી શોધવાનો છે કની.

**શાન્તા**—( મોઢે લુગડું દઇને ) વાહ માલણ વાહ, ને વખાણ કર્યા હતાં તે સુરત તો ઠીક છે. ( નિસાસો નાંખીને ) હે ઇશ્વર રણમલનો મેળાપ ક્યારે કરીશ.

**કુલણમલ**—હવે નિસાસા નાંખવા રહેવા દ્યો, મારી સાથે નગ્રમાં દાખલ થાઓ, સૌ સારાં વાનાં થશે,

**શાન્તા**—રાજા, તમારા આગ્રહથી હું પ્રસન્ન છું, આવીશું તે આવીશું. પણ મારી વિનંતી આ ભાગ્યશાળી ધરમાં લ્યો તો હું તમારો આભાર માનું.

**કુલણમલ**—કહો, તમે જેમ કહેશો તેમ હું કરીશ.

**શાન્તા**—મહારાજ મહારૂ ચિત્ત હાલ વ્યગ્ર છે, મારા પતિનો અણુઆત કરી આ માલણ મને અહીં ઉપાડી લાવી છે, તેનો શોક મારા હૃદય ઉપર છવાઇ રહ્યો છે, માટે હાલ મને એકાન્ત વાસ રહેવા, હજુરમાં દાસ દાસીઓ અને જોઇતો ખર્ચ આપો. થોડા મહિના પછી જ્યારે મારા મનનું સમાધાન થશે ત્યારે હું ખુશીથી લગ્ન કરીશ. હાલ એજ.

**કુલણમલ**—તમે જે કહોછો તે કરવા હું ઘણો ખુશીછું. (પ્રધાન તરફ હાથ કરીને) પ્રધાનજી આપણા બગિચાના મહેલમાં રહેવાનો બંદોબસ્ત કરો, દરવાજે સો સિપાઇનો પેરો મુકો અને પચાસ દાસ હજુરમાં રાખો.

**પ્રધાન**—જેવો હુકમ ! નગ્રની બહાર બગિચામાં ઉતારો આપ્યો.

**સગુણ**—( ઘેર જઇને ) માતાજી, બાઇનો એવાં છે કે સ્વપ્ને પણ એવી સ્ત્રિ જોવામાં નહિ આવી હોય, પણ બાઇતો બાઇજ છે.

**માતા**—શું ત્યાં કાંઇ બોલ્યો ?

**સગુણ**—અરે બોલ્યો શું આજાને નિચું જોવું પડે એવા શબ્દ ઉચાર્યા.

**માતા**—દિકરી મહારૂ ચાલશે તો હું, એ સુકુમાર બાળકીનાં લગ્ન આ બુડથલ જોડે નહિ થવા દેઉં.

**સગુણ**—માજી, એમ થાય તો સારૂ, નહિતો સુકોમળ સુગંદિદાર ફુલ ઉપર ઢલ્યા પડ્યા જેવું થશે.

**માતા**—અરે તું જોયા તો કર; એ અલબેલી વળી ક્રિયાએ પેચમાં રમતી હશે.

**સગુણ**—જે થશે તે જોઇશું. પણ માજી.

**માતા**—કહે પુત્રિ શું કહે છે ? હું ધારૂંછું કે તને પરણવાની ઉતાવળ થઇ ખરી. ફિકર નહિ થોડા વખતમાં સ્વયંવર રચાવી, યોગ્ય વરથી તને પરણાવીશ.

શાન્તાએ એકાન્ત મહેલમાં લુખુ અંન ખાઇ, જમીનપર આસન કરી,

ખરેખાનુંને સદાવ્રત આપી, ઇશ્વરનું ભજન કરી, પોતાની દેહનું કલ્યાણ કરવા માંડયું. ત્રણેક મહિના વિત્યા પછી મહોત્સવ પર્વનો દિવસ આવ્યો. તે દિવસે શાન્તા મેનામાં બેસી દસ દાસીને સાથે રાખી, પુન્ય કરવા દશ હજાર રૂપીઆ લઇ સવારના પહોરમાં મણીકર્ણિકાના ઘાટ ઉપર ગઇ. નિર્મળ ગંગામાં સ્નાન કરી, પ્રભુપ્રાર્થના કરી, મુઠીએ મુઠીએ બ્રાહ્મણોને દક્ષણા આપવા માંડી. જ્યારે છેલી મુઠી આપી ત્યારે, ફરકાબાદથી ગંગારામનો મુકેલો ગેબીગોળો તેણીના પગ પાસે આવી અથડાયો. ગોળો જોતાંજ મોહ પામી, જેને કોઇ પદાર્થ ખુશી ન ઉપજાવી શકયો તેને આ ગોળાએ ખુશી કરી. ગોળો લઇ પોતાના મેનામાં મહેલ તરફ પાછી ફરી, ગોળાને વારંવાર હાથમાં લઇ જોતાં અને તેનું અવલોકન કરતાં, તેના બે ભાગ થઇ શકે છે એવું તેને માલમ પડયું, તેજ વખતે બારીકાઇથી તેના બે ભાગ કર્યા. તેજ પ્રમાણે અંદરથી નિકળેલા બીજાના, પછી ત્રિજાના ચોથાના એમ અનુક્રમે જ્યારે સાતમાના ઢાંકણાં જુદાં કર્યાં ત્યારે સામસામેના બંને ઢાંકણમાં સોનેરી અક્ષરથી લખેલું માલમ પડયું. એકમાં એવું વાંચ્યું કે

મિત્ર તણા મેળાપને, ચાલો ચિત્તથી છેક,
કર્મ લખ્યા સંજોગથી, રહ્યો એકનો એક.

અને સામેના બીજામાં. લી. ગંગારામ સુતાર. મુ ફરકાબાદ.

અરે ગોળાની ચતુરાઇ ઉપરથી અને દોહરાના ભાવાર્થ ઉપરથી મને એમ ખાતરી થાય કે, આ ગંગારામ સુતાર તે મારા સ્વામિના મિત્રજ હોવા જોઇએ, અને જો એમજ હોય તો હમણાં હું ગંગાજીમાં ડુબી રહી પુન્ય કરી આવી તે મને તુરત ફળ રૂપ થયું. લાવ હું માણસ મોકલું એજ હશે તો આવશે. ( પત્રમાં દોહરો લખી ગોળામાં મુકયો. )

ગોળો બંધ કરી પોતાના વિશ્વાસુ ઘોડેસ્વારને આપી કહ્યું. આ ગોળો, ફરકાબાદમાં જઇ પ્રખ્યાત કારીગર ગંગારામને આપ, અને જવાબ લીધા વિના તુરત પાછો ફર, તેના ફેરામાં રૂપિયા પાંચસેં હું તને હાલ આપુછું તે લઇ જા, અને કામ ચોકસ કરીને આવ્યા પછી એક હજાર રૂપિયા તને ઇનામ આપીશ.

**ઘોડેસ્વાર**—બહુ સારૂં, આ આપનો પ્રતાપ છે કામમાં પાછો નહિ પડું.

## ભયંકર ભોંયરૂં.

જે ભોંયરામાં જેકનશા કેદ થયો છે તે વિષે વાત કરીએ. બે ત્રણ દિવસ બેડી રહેવા દઇ જેકનશાને છુટો કરવામાં આવ્યો. પણ નજર કેદ એવી કે અધિકારીની પાસેથી દુર જવાય નહિ. હમેશાં સવારમાં એક

કેટલાક અધિકારીની પાસે અપ્સરાનો નાચ થતો. ત્રણ જુવાન બાળાઓ મધુર સ્વરથી ગાનતાન કરતી અને નૃત્ય કરી બીજા ઓરડામાં દાખલ થતી. આ બનાવ જોઇ જેકનશાને ખેદ થયો, અને તેણે અધિકારીની સ્તુતિ કરી કે, આપના માણસો જે કામે બહાર જતા હોય તે કામ કરવા મને પણ સામેલ કરો તો ઠીક, કારણકે હું આવા અંધકારમાં ઝાઝો વખત રહ્યો નથી. હવે હું આ સુખ વૈભોગ મુકીને જનાર પણ નથી. અધિકારીએ પોતાના વીસ માણસોને સુપ્રત કરી તેને બહાર જવાની રજા આપી. ( બહાર જઇ વીસ માણસોને કહેવા લાગ્યો. )

**જેકનશા**—ભાઇઓ તમે બધા કોણછો ? અહીં શી રીતે આવ્યા છો ? તમારી અને અધિકારીની વચ્ચે શું સગપણ છે ? અને આવા ઘોર કર્મ કરી પાપે પેટ ભરવાનું શું કારણ છે ?

**લુટારા**—( વારાફરતી ) ભાઇ જેવો તું છે, એવાજ અમો છીએ. આ દુષ્ટના હાથમાં પકડાયા પછી છુટાતું નથી, કારણકે તેની પાસે છુમંતર છે જે વડે તે ફુંકમાં આખુ કાઢી નાંખે છે, નડીમાં માંદા પાડે છે, ચાહે તે કરી શકે છે, માટે એના ડરથી નિચાં માથાં કરી બેસી રહ્યા છીએ; નહિતો અમારે આવા અધર્મ શું કરવા કરવા પડે, ત્રણ તો ચંડાળ રાજાની કન્યાઓ પકડી લાવ્યો છે, જેની પાસે નૃત્ય કરાવે છે.

**જેકનશા**—ઠીક ઠીક બહુ સારૂ, તમારો સાર સમજાયો. કે તે મલિન મંત્ર વડે દેવની સાધના કરી ધારેલાં કામ પાર કરી શકે છે.

**લુટારા**—હા એમજ, એના સામો ઉચ્ચાર થતોજ નથી.

**જેકનશા**—અરે શું હા, તમારી મરજી હોય તો એના છુમંતરનો છેડો આજ લાવું, અને પાપની સજા કરી જમપુર મોકલાવું.

**લુટારા**—ભાઇ એમ થાય તો તો તમેજ જીવતદાન આપ્યું.

**જેકનશા**—તમે મારી સાથે એટલો કરાર કરો કે ફરીને કોઇ દિવસ અધર્મથી પેટ ભરવું નહિ. બીજુ......

**લુટારા**—અરે તમે એ શું બોલ્યા, અમે ઉત્તમ કુળના કેટલાક રાજા રજવાડાના, વંશના છીએ, અમારાથી તેમ થાયજ નહિ.

**જેકનશા**—મને આશ્ચર્ય લાગે છે કે, બધા માણસો ભુલમાં ભરમાયા તે શું ?

**લુટારા**—ગાદરીઆ પ્રવાહ જેવું, જેમ જેમ નવા નવા પકડાતા ગયા તેમ તેમ જુના તેમના હૃદયમાં ઠસાવતા ગયા, પણ હજુ સુધી તેની ખાતરી કરનાર એકે નિકળ્યો નથી, અમે એમ ધારીએ છીએ કે તમે હિમ્મત ધરોછો તે ખોટી છે.

**જેકનશા**—તમારા સર્વનો મત થાય તો તે કામ મારે આજેજ કરવું.

**લુટારા**—હાલ અહિં વીસ માણુસ છીએ, બાકી બિજા ત્રિસ તે પણ આપણાજ મતને મળશે ?

**જેકનશા**—જે રાજ કુમારીકાઓ પકડાઇ છે તેમને, માન પુર્વક તેમના પિતાને સોંપી આવવી તે કબુલ ?

**લુટારા**—ઘણી ખુશીથી. ( પાછા ભોંયરામાં આવ્યા. )

**અધિકારી**—કેમરે, આ નવા આવેલા માણુસે કાંઇ નાશી જવાની કોશીશ કરી હતી કે ?

**જેકનશા**—કોશીશ નથી કરી, પણ અંતરમાં વિચાર થયો હતો, તેનો સમાવેશ કર્યો, કે અધિકારીને ચમત્કાર બતાવ્યા વિના અને અનાથ બાળાઓને છુટી કર્યા વિના જવું તે ઠીક નહિ.

**અધિકારી**—અરે આતું શું બોલે છે તહારૂ મોત ભમે છે.

**જેકનશા**—જેનું ભમતુ હશે તેનું હમણાં આવશે.

**અધિકારી**—અરે આ મારા સામા ઉચ્ચાર કરનારને કેમ કોઇ સજા કરતા નથી.

**જેકનશા**—સર્વને સજા કરનાર, આપ અધિકારી છો, મુઠ, ચોટ, જંતર, મંતર, જે હોય તે મારા ઉપર ચલાવો, પછી મારી વિદ્યા જુઓ.

**અધિકારી**—આ દુષ્ટનો વધ કરો! ( સૌ સાંભળી રહ્યા. )

**જેકનશા**—મહારો વધ કરવાથી એમનું બંધન સદાકાળ રહેશે, અને તમારો વધ કરવાથી તે મુક્ત થશે, માટે એમને સારૂ લાગશે તે કરશે; એમ કહી અધિકારીની ચોટલી પકડી આડો નાંખી છાતી ઉપર ચઢી બેસી મજબુત દોરથી પગ બાંધી, તેનો બિજો છેડો ઉંચે બાંધવાથી તે લટક્યો, પછી તેને ગેરબનથી માર મારવા લાગ્યો. સર્વ લુંટારા, શાહબાશનો પોકાર કરવા લાગ્યા. જેકનશા કહે, જુવો આ જંતર મંતરનો ખોટો ડોળ કરી, દીનને દગા દઇ સુખે બેસનારને ત્રાસ દાયક રીતે મરવું પડે છે.

**અધિકારી**—ભાઇ મને છોડ તું કહીશ તેમ હું કરીશ.

**જેકનશા**—તારા જેવા પાપીને જીવતા રાખવા, એ માણુસે આવેલા સાપને દયા લાવી છુટા મુકવા સમાન છે. ( એમ કહી તેનો શીર છેદ કર્યો. ) સર્વ લુંટારા ઘોડેસ્વાર થઇ ભોંયરાની બહાર નિસર્યા અને જેકનશાનો આભાર માનવા લાગ્યા. ત્રણ રાજ બાળાઓ વારંવાર સ્તુતિ કરવા લાગી, રસ્તે ચાલતાં એક સાધુ ઘોડેસ્વાર થએલો અને બે સ્વાર બીજા સાથે તેમને મળ્યા. ઘોડેસ્વાર થએલા સાધુને દેખતાં જેકનશાએ

તેને ઓળખ્યો, અને બોલાવ્યો. કોણ ભાઇ ખુલખુલ તો ન હોય ? ખુલખુલે ચમકી પાછુવાળી જોયું. હાહા કોણ જેકનશા !

**જેકનશા**—હાજી, કયાંથી અને કયાં ?

**ખુલખુલ**—અરે તુ ને ગંગારામ પણ છુટા પડયા કે શું ?

**જેકનશા**—હા તમારા તણાયા પછી, જંગલની મુસાફરી કરતાં એક ભોંયરૂ નજરે પડવાથી તેનું અવલોકન કરવાની મારી ઇચ્છા થઇ, તે જોતાં અંદરના લુટારાને હાથે હું કેદ થયો, ત્યારપછી ગંગારામનું શું થયું તે હું જાણતો નથી, પણ ઇશ્વર કૃપાથી અધિકારીને મારી, કેદ થયેલાને કાલેજ મુક્ત કર્યા.

**ખુલખુલ**—આવી આવી રીતે મહારી દશા થઇ અને મેં ખબર સાંભળી છે કે ગંગારામ ફરકાબાદમાં છે. ત્યાં જવા હું નિકળ્યો છું.

**જેકનશા**—ચાલો આપણે બે. ( હું આ સાથેનાને રજા આપુ. ) ભાઇઓ તમારે જ્યાં જવાની મરજી હોય ત્યાં જાઓ, અને આ રાજબાળાઓને સાચવીને લઇ જાઓ, હવે હું રજા લઉછું.

**લુટારા**—રાજ્યબાળાની ચિંતા ટાળો, પણ આપ અમારા ઉપર ઉપકાર કરીને જાઓ છો તેનો બદલો ઇશ્વર વળાવે તો ઠીક.

**રાજ્યબાળાઓ**—ભાઇ તમારૂ ઇશ્વર કલ્યાણ કરશે, અને આજથી તમારા દુઃખ ટળશે.

## ૬૦૫ ભાગ.

સવારમાં ગંગારામ સુતાર કામે બેઠેલા છે, અને રાજા ખરા અગત્યના કારણસર તેની પાસે આવ્યા. પણ તેને કામમાં બેઠેલો જોઇ બોલાયું નહિ, અને વિચાર કર્યો કે હવે ત્રણ કલાક શિવાય તે મહારી સાથે વાત કરનાર નથી, એમ સમજી પ્રધાન સાથે વાત કરતો બેઠો એટલામાં ચોપદારે આવી કહ્યું, મહારાજ બહાર કોઇ બે માણસ આવ્યા છે અને તે ગંગારામભાઇને મળવા માગે છે.

**રાજા**—કોણ છે, અને શા કામે આવ્યા છે, તેમના નામ તો જાણો.

**સિપાઇ**—સાબ, જેકનશા ઝવેરી, અને ખુલખુલ જમાદાર એવાં એમનાં નામ છે.

ગંગારામ જે નિચું જોઇ કામ કર્યા કરતો હતો તે એકદમ ચમકી ઉભો થયો અને બંને ભાઇઓને તેડી લાવી પોતાની પાસે બેસાર્યા. રાજા અચંબો પામ્યો કે અહો આ માણસ કોણ હશે, કે જેને માટે પોતાનું કામ બંધ કર્યું ! ( લાવ જરા પુછું. )

રાજા—ભાઇ ગંગારામ કેમ હવે આ કામ ક્યારે થશે ?

ગંગારામ—હવે ગડબડ ન કરવી, કામ જ્યારે થશે ત્યારે ખરૂં, ઉઠાવ તારા ઓજાર ! ( એમ કહી પગથી ખસેડયાં. )

રાજા—ફિકર નહિ મેં તો સહજ પુછયું હવે હું જાઉંછું, કાંઇ જોઇતુ કરતુ મંગાવજો. ( એમ કહી રાજા ગયા. )

સિપાઇ—( પ્રવેશ કરીને ) ગંગારામભાઇ બહાર ઘોડેસ્વાર આવ્યો છે તે આપને મળવા માગે છે.

ગંગારામ—બોલાવ અંદર. ( ઘોડેસ્વાર આવીને. )

ઘોડેસ્વાર—મહારાજ આ ગોળો. ( પાસે મુકી ચાલતો થયો. )

ગોળો જોઇ જેકનશા તથા ખુલખુલ બને ખુશી થયા અને ગોળાના કરનારનાં વખાણ કરવા લાગ્યા. ગંગારામે પોતાનો મુકેલો ગોળો પાછો ફર્યો જાણી, ભેદ સમજી તેનાં પડેપડ ઉઘાડવા માંડયાં; અને જ્યારે છેલ્લુ પડ ખુલ્યુ ત્યારે ચિઠ્ઠીમાં એક દોહરો લખેલો જોયો.

ચતુરાઇ જોઇ ચતુરની, કર્યો હૃદયમાં કાપ,
કાશી કેરા બાગમાં, મિત્ર તણો મેળાપ.

બંને મિત્રને વંચાવી સઘળી બિનાથી વાકેફ કર્યા. રાત્રીએ જમી પરવારી એક એકની વિતક વાત કહી જરા નિંદ્રા લઈ સવારમાં ત્રણે ઘોડેસ્વાર થઇ રાજાની રજા લઇ કાશી તરફ રવાના થયા. દિન પ્રતિદીન મુસાફરી કરતાં કાશીની ભાગોળે આવ્યા. ત્યાં સમાચાર સાંભળ્યા કે, બગીચાના નવા મહેલમાં સદાવ્રત અપાય છે. અરસપરસ વાત કરતાં સવારમાં ઉઠી સદાવ્રત લઇ જમી પરવારી મિત્રની ખોળ કરી ન મળે તો સાંજે કવંત મુકાવવું એમ ઠર્યું.

બિજે દિવસે સવારમાં શાન્તા પાંચમા માળને ઝરૂખે ઉભી દાતણ કરતી હતી અને એક દાસી, પાસે પાણીનું પાત્ર ધારણ કરી ઉભી રહી હતી, તે વખતે વચ્ચે જેકનશા, જમણી તરફ ગંગારામ, અને ડાબી તરફ ખુલખુલ, એમ ત્રણે મિત્ર બગિચાના દરવાજામાં દાખલ થયા. જેવી શાન્તાની અને જેકનશાની નજર એક થઇ તેવુંજ તેણે ગંગારામનો ખભો ઠોકીને અને શાન્તા સામી આંગળી કરીને કહ્યું, ભાઇ પેલા ઝરૂખામાં ઉભેલી આપણા મિત્ર રણમલની સ્ત્રિ છે.

ખુલખુલ—ક્યા સચ બાત હૈ ?

ગંગારામ—આજ તમારી વિદ્યાનું પારખુ થશે.

જેકનશાએ આંગળી કરી કે તુરત શાન્તા ચેતી ગઇ કે આ આવનાર

મારા સ્વામિના મિત્ર હોવા જોઇએ. તરત દાતણ નાંખી દઇ ઉતાવળથી મેં મોઇ દાસીને દોડાવી તેમને ઉપર તેડી લાવવા કહ્યું. જ્યારે ત્રણે મિત્ર આવીને બેઠા ત્યારે શાન્તા નિચું જોઇ, આંખમાંથી ગરગર આંસુ કાઢવા લાગી અને જેમ છાતીએ ડચુરો ભરાયો હોય તેમ ગભરાવા લાગી.

જેકનશા—દાસીજનો, આ તમારી બાઇને શું થાય છે જરા તપાસ કરો.

શાન્તા—મને કાંઇ થતું નથી, ફક્ત તમને જોઇનેજ મારા દુઃખમાં વધારો થયો છે.

ગંગારામ—અમને જોઇને વિશેષ ખેદ કરવાનું કારણ ?

શાન્તા—તમે ત્રણે મિત્રછો તેમાના એક સુતાર બીજા ઝવેરી અને ત્રિજા સેખ.

ગંગારામ—હા; તમે અમને શી રીતે ઓળખ્યા તે કહો ?

શાન્તા—જેવા તમે ત્રણ મિત્ર તેવાજ ચોથા ક્ષત્રિ પુત્ર રણમલ તેમની હું સ્રિધુ. ( એમ કહી ઢળી પડી. )

જેકનશા—કેમ ગંગારામ મારી પરીક્ષા કેવી ?

ગંગારામ—તહારી પરીક્ષા તો દીવા જેવી, કે જેની પાછળ અંધારૂ હોય.

જેકનશા—કેમ અંધારૂ ?

ગંગારામ—જો ને આંખમાંથી આંસુ સુકાય છે, અને ભાઇ ક્યાં છે તેનો ભેદ જણાય છે? બેન અમારા મિત્ર ક્યાં છે ?

શાન્તા—અરે આ નગ્રની રહેનાર એક માલણી રાજ્ય લોભની આશાએ કપટ પંક્ષણી થઇ ત્યાં આવી. ગોઝારણ મહારૂ કરમ ફોડી અહી ઉચકી લાવી છે, અને આપના મિત્રને જમણા પગને અંગુઠે સિંદુર લગાડી શાન્ત કર્યા છે. ( ત્રણે મિત્ર બેશુદ્ધ થયા. ) જરા સાવધ થઇને ખુલખુલે પુછ્યુ. જે જગાએ એના મડદાને અગ્નિદાહ કર્યો હશે, તે જગાની માટી એકઠી કરી તેને ચાળી એક હાડકાનો કડકો ખોળી કાઢી હું તેને સજીવન કરીશ. જગા જડશે કે નહિ ?

શાન્તા—અગ્નિ દાહ કર્યોજ નથી, શબ એમને એમ મહેલમાં મુકી બંદોબસ્ત કરી આવી છું. પણ અહીંથી સાતસેં ગાઉ દુર છે.

ગંગારામ—સાતસેં શું સાત હજાર છોને રહ્યું, તમે થોડાં સાગ સિસમનાં લાકડાં મંગાવો, અને બાજઠ બનાવાનું બહાનું કાઢી રાજ્યના મિસ્ત્રીને તેડાવો, રાત્રિયે તેનાં ઓજાર અહીં રાખો, એટલે દશેક માણસ બેસે એવું વિમાન કરી રાખીએ.

# કુમારીકા પુજન.

શાન્તાએ રાજા ફુલણમલને બોલાવી, ગંગારામે કહેલી સર્વ ચીજોની માગણી કરી, અને કહ્યું કે આજથી પાંચે દિવસે સવારમાં નવ વાગે હું તમારી કચેરીમાં ચાલતી આવીશ, ત્યાં મ્હારે ચાર કુમારીકાનું પુજન કરવું છે, ત્યાર પછી કુમારીકાઓને આ મહેલમાં લાવી જમાડીશ, જમાડ્યા પછી હું મહેલમાંથી તેમની સાથે બહાર નિકળીશ, તે વખતે મારી સાથે પરણનાર પુરૂષ મ્હારો હાથ પકડી રથમાં બેસારે તે શિવાય બીજી કાંઇ પણ ધામધુમ કરવાની જરૂર નથી.

ફુલણમલ—તમે જેમ કહોછો તેમ કરવાને હું ખુશીછું, તમે આવશો તે વખતે કુમારીકાઓ બોલાવીશું, હાલ હું જાઉછું અને મિસ્ત્રીને તમે મંગાવેલો સામાન લેઇ મોકલુંછું.

તેજ સાંજે મિસ્ત્રી સાગ સિશમનાં લાકડાં, મજાગરાં, સ્ક્રુ, કળો; રેશમની દોરીઓ વિગેરે મંગાવેલી ચિજો લઇ હાજર થયો.

શાન્તા—પ્રથમ ચાર સારા બાજઠ બનાવો.

હુકમ થતાં કરવા માંડ્યા. રાત્રિયે ગંગારામે જોઇતાં લાકડાં કાપી પોતાને માટે કાષ્ટ વિમાન તૈયાર કરવા માંડ્યું, તેણે પોતાનું કામ બે દિવસમાં પુર્ણ કર્યું. દશ માણુસ ખુશીથી બેશી શકે તેવું વિમાન કરી તેને આસપાસ મજબુત કઠેરો કરી સાલ સાંચા ગોઠવી, કળથી કબજ કરી શાન્તાને ખબર આપી, બિજે દિવસે સવારમાં શાન્તા કુમારીકા પુજવાને દરબારમાં ચાલી. પોતાના શરીર ઉપર ત્રણ વસ્ત્રો શિવાય એક પણ દાગીનો ધારણ કરેલો નહોતો, પણ તેના સદ્દગુણે કરી તે સર્વને દર્શન રૂપ થઇ પડી હતી. પોતાના જમણા હાથમાં સોનાનો થાળ લઈ, તેમાં કનકાવટી, તથા પુષ્પના હાર મુકી, શહેરના દરવાજામાં દાખલ થઇ. આગળથી ખબર પડવાથી હજારો લોક રસ્તા ઉપર ટોળે મળ્યા હતા, તથા દરબારમાં માણુસો સંકડાસંકડી બેઠાં હતાં. પદ્મણી આવતી જોઇ સર્વ વિસ્મય પામ્યા.

ગમાર—બાપા વહુ આઇ ઇ ઇ ઇ ઇ. ( તાળીઓ કુટીને. )

ફુલણમલ—ચુપ ચુપ, બકતા ન કર.

ગમાર—ના બાપા ના, સુણ્યો.

રાજા—આજ મ્હારી કચેરી પાવન થઇ.

શાન્તા—પાવન થવાને થોડીજ વાર છે, કુમારીકા બોલાવો !

ફુલણમલ—મ્હારી પુત્રિ તેર વરસની કુંવારી છે, કહો તો તેને બોલાવું.

**શાન્તા**—વિવાહથી રળીઆમણું, એમજ હોયતો વિલંબ ન કરો.

**કુલણમલ**—( સિપાઈને ) સુંદર વસ્ત્ર ધારણ કરાવી સગુણને હાજર કરો !

**સિપાઈ**—જેવો હુકમ. ( સગુણને તેડી લાવે છે. )

**શાન્તા**—સગુણને આવતી જોઇ હર્ષ પામી. અહો મારા સ્વામિ ભાગ્યશાળી તો ખરા, નહિતો આવી અનુપમ કન્યા શોધી મળે નહિ. પછી તેણીના કપાળમાં કુંકુનો ચાંદલો કર્યો અને તે એવું કહીને કે આતો મ-હારી લાડવાઇ શોક્ય, કાશી રાજાની કુંવરી લ્યો આ પહેરો ફુલનો હાર. ( પુજન કરી બાજઠ ઉપર બસારી. )

**ગમાર**—બાપા, બેન વહુ જેવી દેખાય છે.

**કુલણમલ**—( નાકે આંગળી મુકીને ) છાનો રહે.

**શાન્તા**—હવે કોઇ વણિકની પુત્રિ કુંવારી જોઇએ.

એ સાંભળી નગરશેઠ કે જે ત્યાં હાજર હતો તે બોલી ઉઠયો. રાજા-ધિરાજ મારી શાણી હજી કુંવારી છે, જો આપનો હુકમ હોયતો.

**કુલણમલ**—અરે હુકમની કયાં રાહ જુવોછો, એકદમ માણસ મોકલો.

**ગમાર**—બાપા, વહુ મને કયારે હાર પહેરાવશે ?

**રાજા**—તું પરણીશ ત્યારે.

**ગમાર**—હાહા ખરી વાત પરણે ત્યારે હાર પહેરાય, બેન તો પર-ણી, નહિ બાપા !

**કુલણમલ**—અલ્યા બહુ બોલ્યે સારૂ દેખાતુ હશે !

**ગમાર**—ત્યારે સારૂ દેખાય એવું બતાવોને ! ( નગ્ર શેઠની દિકરી શાણી હાજર થઇ. )

**શાન્તા**—( કપાળમાં ચાંલો કરીને તથા હાર પહેરાવીને ) આતો જેકનશા દિયરનાં શેઠાણી. હવે કોઇ સુતારની પુત્રિ બોલાવો.

રાજયનો મિસ્ત્રિ જે હાજર હતો તેણે પોતાની પુત્રિ નામે વિજળીને તેડી લાવવા મરજી જણાવી. રાજાના હા કહેવાથી, તેણે તેડવા મોકલ્યું, અને થોડીવારમાં વિજળી હાજર થઇ.

**શાન્તા**—(પુજન કરી બાજઠ ઉપર પધરાવીને) બેસો વિજકોર વહુ મારા ગંગારામ દિયરની બાઇડી. હવે એક મુસલમાન બાળકી જોઇએ.

**રાજા**—અરે મુસલમાનમાં કોઇને ત્યાં કુંવારી દિકરી હોય તો લાવવા મહેરબાની કરો.

**દિલાવરખાં પઠાણ**—અરે મહેરબાની કાયકી, મેરી મરીયમકુ બુલાતાહુ. ( પોતાની પુત્રિને તેડુ મોકલી બોલાવી. )

**શાન્તા**—( તેને હાર પહેરાવીને ) આવો મરીયમ વહુ, મારા ખુલ્લખુલ્લ દિયરનાં બિબી.

**ગમાર**—બાપા આ બધી મારે પયણુવાની ?

**કુશણમલ**—અરે છાનો છાનો, જરા અકલ રાખ !

**નગ્રશેઠ**—પૃથ્વિપતી, પુત્રમાં બુદ્ધિનો ભાગ ઓછો છે.

**રાજા**—(શેઠને કંઇ માઠું લાગ્યુ હશે એમ સમજીને) એનો સ્વભાવ તો હું જ વેહું, એનામાં બે બદામ નથી.

**ગમાર**—(ગજવામાંથી કાઢીને) આ રહી મારી પાસે ચાર બદામો છે. બાપા બાપડી વેચીએ તો કેટલી બદામો આવે ?

**શાન્તા**—બે બદામો.

**ગમાર**—ના, વધારે આવે.

**શાન્તા**—પછી ગમે તેટલી આવે, પણ પ્રથમ પોતામાં બે જોઇએ. ( રાજાએ જાણ્યું આ ચાલાક કન્યા પુત્રને મશ્કરીમાં ઉડાવશે. )

**રાજા**—ગમાર બસ કર ! હમણા તારાથી એમની સાથે વાત ન થાય.

**ગમાર**—ઓ ત્યારે નહિ કરૂ, પણ અધુરી ક્યાંથી રહી, બે બદામથી.

**શાન્તા**—હવે હું આગળ ચાલુ, મહારી પાછળ એક પછી એક ચાર કુંમારીકાઓ અને છેલ્લે મને સુખ વૈજોગમાં નાંખનાર માલણ, તેની પાછળ તમે સર્વ આવો, અને બગીચાના ઝાંપાની બહાર ઉભા રહેજો.

**રાજા**—તમારા કહેવા પ્રમાણે હું સર્વને લઇ પુત્ર સાથે આવુકું ચાલવા માંડો.

સંકેત પ્રમાણે, શાન્તા કુમારીકાઓ તથા માલણને લઇ મહેલમાં દાખલ થઇ. અંદરથી બંધ કરતી કરતી, છેવટ અગાશીમાં ગઇ, ત્યાં કાષ્ટ વિમાન તૈયાર કરી મુકેલું હતું, તેમાં કુમારીકાઓને તથા માલણને બેસારી સ્વામિના મિત્રોને ઇસારો કરી બોલાવ્યા અને એકેક સ્ત્રિને ઝાલીને બેસવા કહી, ગંગારામને વિમાન ઉડાવાની રજા આપી. ગંગારામે તુરત દોરી ખેંચી આકાશમાં અદ્ધર વિમાન લીધું. અને રસ્તો પુછ્યો, શાન્તાએ જણાવ્યું કે પ્રથમ એક માઇલ સુધી ઉંચુ જવું જોઇએ, મોમાંથી શબ્દ નિકળતાંજ એટલે ઉંચે ગયા કે નીચે જોતાં નજર ન ઠરે. એટલે શાન્તા ઉભી થઇ માલણને ચોટલેથી પકડી કહ્યું. જો પાપણી તેં મારા પતિનો વિયોગ પડાવ્યો તેનાં ફળ. તારો ફુંકે પ્રાણ જતો રહેશે.

**માલણ**—બચાવ માબાપ, ભુલી મેં ઝખમારી.

**શાન્તા**—તને બચાવું તો પાછી ફેર ચાંચમાં ઘાલવા તૈયાર થાય.

આલ ! કહી છાતીમાં લાત મારી. માલણુ ઉછળી પડી, ઉપરથી પડતાં તેનો પ્રાણ ગયો.

વિમાન ઉડયું કે તરત સર્વ ચમકયા. નગરશેઠની છાતી ધડકવા લાગી, મિસ્ત્રી માથા કુટવા લાગ્યો, અને પઠાણ પશ્ચાતાપ કરતો ઉભો, ગમાર બોલી ઉઠયો. ઓગઇ, ઓગઇ, બધી વહુઓ ઉડી ગઇ, એટલે માલણનું શરીર પૃથ્વિ સાથે પછડાયું સર્વ ઓળખીને ખુશી થયા, કે એ કૃત એ રંડાનાજ હતાં. રાજા વિમાસણ કરવા લાગ્યો અને ગાભરો થઇ પ્રધાનને પુછવા લાગ્યો, પ્રધાનજી આ શી અજાયબી.

પ્રધાનજી—ગરીબ પરવર જ્યારથી મેં એ કન્યાને જોઇ હતી, ત્યારથી મને નિશ્ચય થયો હતો કે તે રહેવાની નથી કારણકે તેનું સ્વરૂપ તેની ઓળખાણ પાડતું હતું કે તે સ્વર્ગની પરી છે.

રાજ્ય માતા સર્વ બિના સાંભળતાં પ્રસંન થયાં પણ સગુણના ગુમ થવાથી દિલગીર થયાં.

માલણને ફેંકયા પછી વિમાન કઇ બાજુએ લેવું તેની શાન્તાને પુછી ખાતરી કરી. વંટોળીઆના વેગે મુસાફરી કરી, ત્રણ કલાકમાં કાલાકુંડ આવી પહોચ્યા. વિમાનમાંથી નિચે ઉતરી, મહેલ ઉઘાડતાં રૂદન કરતી બાળા ઉપર ગઇ, અને જોયું તો ઘીનાદીવા તથા પાણીનાં કુંડામાં કોઇ રીતનો ફેરફાર થયેલો જણાયો નહિ. નિચે આવી ખુલખુલ મિયાને જોએલી સ્થિતી કહી. જમાદારે ઉપર જઇ કુંડામાંથી પાણીનું ચાંગળું ભરી, મંત્રભણી છાંટયું કે તુરત, રણમલનું શરીર કંપ્યું અને જરા જાગ્રતી આવવા માંડી. ખુલખુલ જમાદારે પોતાના મિત્રોને હર્ષની વધામણી કરી.

શાન્તા—( શાણીને બતાવીને ) જેકનશાભાઇ આ કાશીના નગ્રશેઠની દીકરી, તમારી સ્ત્રિ. ( વિજકોર તરફ હાથ કરીને ) ગંગારામભાઇ આ રાજ્યના મિસ્ત્રીની દિકરી તે તમને સોંપી. ( મરીયમને ) ખુલખુલભાઇ આ દિલાવરખાં પઠાણની દિકરી તેના તમારી સાથે નિકા કિયા; અને આ ચોથી ( સગુણ ) કાશી રાજાની પુત્રિ આપના મિત્ર માટે લાવીછું. તમે સર્વે અહીં રહેજો ખાઇ પી આનંદ કરજો, હું બે ચાર દિવસે જ્યારે એમનો જીવ સ્થિર પડશે ત્યારે ખબર આપીશ.

ત્રણે મિત્રો—બહુ સારૂં એમની ચાકરી કરી શુદ્ધિમાં લાવો એટલે અમે દુનિયાનું રાજ્ય પામ્યા.

શાન્તાએ ઉપર જઇ, પલંગ ઉપર તકીઓ મુકી તેને અઢીંગણે રણમલને બેસાર્યો.

**રણમલ**—આજે મને ઊંઘમાંથી ઉઠતાં આટલો બધો શ્રમ કેમ પડે છે?

**શાન્તા**—લાંબા વખત સુધી નિદ્રા લેવાથી શરીર બેહોંશ થાય છે.

**રણમલ**—સત્ય, ત્યારે હું કેટલુંક ઊંઘ્યો ?

**શાન્તા**—તે વાત પછી. હાલ કાંઈ ભોજનની ઇચ્છા હોય તો કહો.

આગ્યા પ્રમાણે ભોજન પાનાદીક કરાવી પાંચ દિવસમાં રણમલ બરાબર જાગ્રત થયો, ત્યારે તેણે સ્વાલ કર્યો કે પેલી ડોશી કેમ જણાતી નથી ?

**શાન્તા**—ડોશીએ તો ડાટ વાળ્યો.

**રણમલ**—શું કર્યું તે કહે તો ખરી ?

**શાન્તા**—મેં આપને મૃત્યુની વાત પુછી તે એ રંડાના ભોળવ્યાથીજ પણ તેના મનનું કપટ નહિ જાણતાં, ભોળે ભાવે તેને માહિતગાર કરી તેને બીજે દિવસે સિંદુર લાવી આપના પ્રાણની હાની કરી, પંક્ષણી બની મને ઉપાડી કાશીનગર ચાલતી થઇ. ત્યાં રાજા ફુલણમલના દિકરા ગમારમલ સાથે મને પરણાવવાનો નિશ્ચય કર્યો. ત્યારે મેં રાજાની પાસે થોડા વખત માટે એકાન્ત મહેલ અને જોઇતી સગવડની માગણી કરી. ફુલણમલે તે સ્વિકારી મને નગ્રની બહાર કલ્પબાગમાં મહેલ રહેવા આપ્યો અને કેટલાક દાસ દાસીઓ નોકર ચાકર હાજરીમાં આપ્યા. મહોત્સવ પર્વને દિવસે હું ગંગાસ્નાન કરવા ગઇ ત્યાં મિત્ર વિયોગી ગંગારામનો કરેલો ગોળો ફરૂકાબાદથી તણાતો આવ્યો, તેનો ભેદ માલમ પડતાં મેં નિશાની આપી માણસ મોકલ્યું. તેને દશમે દિવસે આપના ત્રણે મિત્ર ત્યાં હાજર થયા. બહારના બગિચામાં પ્રવેશ કરતાં દુરથી મને ઝવેરીએ ઓળખી. મારા હૃદયની ખાત્રી થતાં, ગંગારામે વિમાન માર્ગે મુસાફરી કરાવી, ખુલખુલ

જમાદારે તમને સજીવન કર્યાને પાંચ દિવસ થયા.

**રણમલ**—અરે કાંઇ ચિત્તભ્રમ થયું કે શું ?

**શાન્તા**—ચિત્તભ્રમ નહિ, સર્વ બિના સત્ય છે. અને તમારા મિત્રો નિચે બેઠા છે.

આ છેલ્લા શબ્દો નિકળતાંજ રણમલ અધિરો થઇ એકાએક નિસરણી ઉતર્યો. જેવી આઠ આંખ સનમુખ થઇ કે, બે બે આંખમાંથી એક એક માસનો જન્મ થયો, એ કે અષાડને, બીજાએ શ્રાવણને ત્રિજાએ ભાદરવાને, અને ચોથાએ આસોને એમ અનુક્રમે જન્મ આપ્યા. ચારે મિત્રોને રોતા જોઇ શાન્તા ધારણ ધરી શકી નહિ, પણ ચાર નવિન કન્યાઓ કે જેને હજી સુધી રણમલે જોઇજ નથી તે મંદમંદ હ-

સવા લાગી; અને બિબી મરીયમ તો ખડખડ હસી પડી. ત્યારે ખુલખુલ જમાદારે હાથ લાંબો કરી હાથમાં જોડો લઇ બિબીને ઝાપટયો, કે તરત રોતું રોવાને ઠેકાણે રહ્યું અને રણુમલે મુંહ ફેરવી ત્યારે ચાર સ્ત્રિયો જોઇ.

**રણુમલ**—ખુલખુલ ભાઇ આ કોણુ છે?

**ખુલખુલ**—ખુદા માલુમ સાલી કાૈન હે? ઔર કહાંસે આઇ હે.

**રણુમલ**—( શાન્તાને ) અરે આ સ્ત્રિયો કોણુ છે તે કહે.

**શાન્તા**—સ્વામિનાથ ( દરેકની તરફ હાથ કરીને ) આ કાશીરાજાની પુત્રિ અને આપની નવી સ્ત્રિ, આ જેકનશાબાઇની, આ ગંગારામ ભાઇની અને આ ખુદ ખુલખુલનાં બિબી.

**રણુમલ**—અરે આ કેવી રીતે બન્યું, એમની ખુશીથી આવી છે, કે કોઇ ઉપાડી લાવ્યું છે?

**શાન્તા**—હવે ખુશી નાખુશી એનો એમનું મન જાણે, મેં તો એમના સારાને માટે કર્યું છે કે આવા ગુણવાન એમને મળવાના નથી.

**રણુમલ**—( સગુણને ) જો તમારી ઇચ્છા હશે તો હું તમારી સાથે લગ્ન કરીશ. હું રજપુત સંસ્થાનમાં આવેલા વાંસવાડાના રાજા અગિરમલનો પુત્ર રણુમલછું, અને તમારી મરજી નહિ હોય તો હું માન પુર્વક તમને કાશી પહોચતાં કરીશ.

**સગુણ**—( જે રણુમલનું રૂપ જોઇ મોહ પામી હતી ) મહારાજ હું તો આપને જોતાંજ વરી ચુકીછું, અને વળી આપ રાજકુમાર છો એટલે મારા પિતા પણુ ખુશીથી વરાવશે.

**રણુમલ**—( શાણીને ) આ મારો મિત્ર જેકનશા મારા નગરનો ભારે ઝવેરી છે તથા તેણે ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરી છે. તેની સાથે લગ્ન કરવાની તમારી મરજી છે કે નહિ?

**શાણી**—જ્યાં સગુણ ત્યાં હું. હું એમની સાથે પરણુવા ખુશીછું.

**રણુમલ**—( વિજકોર ) કેમ તમે શું કહોછો, તમે પણુ સુતાર અને આ મારો મિત્ર પણુ સુતાર.

**વિજકોર**—વિમાન ઉડયું, ત્યારથીજ મહારૂં ચિત ઉડયું છે, વિમાન સ્થિર થયું પણુ હજી મહારૂં મન સ્થિર થયું નથી.

**રણુમલ**—તે સ્થિર ક્યારે થશે?

**વિજકોર**—આપના મિત્ર મહારી સાથે પરણુવાની હા કહેશે ત્યારે.

**રણુમલ**—ઘણી ખુશીથી તમારાં લગ્ન કરીશું.

**ખુલખુલ**—બડી ભાબીને જોડા એસા બનાયા, કે જેસા મરદ એસીજ ઓરત.

**રણમલ**—( મરિયમ ) આ ખુલખુલ જમાદાર સાથે નીકા કરવાની મરજી છે ?

**મરીયમણુ**—ઉસને તુમકુ જીતા કિયા, ઉસી વખત મેને ઉસકી સંગ નિકા કિયા, ઔર શુકનમેં જુતા ભી ખાયા.

આ વાતચિત ચાલે છે તે વખતે રાક્ષસ આવ્યો. તેણે શાન્તાને કહ્યું, કેમ બેટા ક્યાં ગઇ હતી, અને આ બધા કોણ છે ? શાન્તાએ સર્વ બીના અથ ઇતી માંડીને કહી, અને છેવટ પોતાના કુટુંબને જીવતા કરવા દેવાની આજીજી કરી.

**રાક્ષસ**—દિકરી ખુશીથી, સર્વને જીવતા કરાવ, અને રાજા ભોજના મારા અપરાધ માફ કરજે, હું જાઉંછું ખપ પડે તો યાદ કરજે.

નગરના લોકના હાડકાનો ઢગલો હતો ત્યાં જવા અને સર્વને સજીવન કરવા શાન્તાએ પોતાના પતિને મરજી જણાવી, ત્યારે હા કહી રણમલ વગેરે સૌ કાષ્ટ વિમાનમાં બેશી ગયા અને ખુલખુલ જમાદારે પાસેના તળાવમાંથી પાણી લઇ મંત્ર ભણી ભણી છાંટવા માંડ્યું. સર્વ સજીવન થઇ ધિરે ધિરે નગર તરફ રવાના થયા. આખરે રાજા પ્રધાન સેનાપતી, રાણી વિગેરે સર્વ સજીવન થયા, શાન્તા પોતાનાં માતા પિતાને મળી સર્વ બિના સમજાવી. રાજા ઓંકારસિંહ પ્રસંન થયો અને દિકરીનું ધામધુમથી લગ્ન કરી, લાવ લશ્કર આપી જમાઇને વિદાય કર્યો.

વાંસવાડે ખબર પહોંચતાંજ રાજા સમિરમલ પોતાની નવી રાણી વિનુમતીને લઇ સામો આવ્યો. વિનુએ રણમલને વધાવ્યો અને બન્ને પુત્ર વધુઓને હર્ષનાં આંસુ સાથે છાતી સાથે દબાવી. શાન્તા તથા સગુણ વિવેકથી નમસ્કાર કરી, સાથે સાથે સૌ ઘેર ગયાં. રણમલ માતા ધિરજાને ચરણે નામ્યો. પુત્રની બે સ્ત્રિયો જોઇ માતા હર્ષ પામ્યાં. રણમલના કહેવા ઉપરથી રાજા સમિરમલે ફુલણમલને પત્ર લખ્યો, કે તમારી પુત્રિને અહીં લાવવામાં આવી છે તે મારા પુત્ર રણમલ સાથે વરવાને ખુશી છે, જો તમારી મરજી હોય તો અમે જાન લઇ ત્યાં આવી લગ્ન કરી જઇએ અને ના હોય તો લશ્કર લઇ પુત્રિને લેવા આણી તરફ પગલાં કરજો. વળી સાથે ત્રણ અન્યવર્ણની કન્યાઓ છે. તેમનાં લગન મારા પુત્રના મિત્રો સાથે કરવાનાં છે એવી એમના માબાપને ખબર આપજો.

**લી. સમિરમલ. મુ. વાંસવાડા.**

કાગળ વાંચી રાજા ફુલણમલ ખુશી થયો. અને રાજ્ય માતા અતી હર્ષ પામ્યા, શ્રિફળ લઇ પ્રધાનને મોકલ્યો.

પ્રધાને આવી સમિરમલને નમી, રણુમલને કુમકુમનો ચાંલ્લો કરી અક્ષત ચોઢી, શ્રિફળ આપ્યું. લગ્નનો દિવસ નક્કી કરી, સગુણ રાણી બિજકોર તથા મરીયમને લઇ કાશી ગયો. થોડે દિવસે સમિરમલ, પોતાના પુત્રને તથા તેના મિત્રને લઇ જાન લઇને ગયો. ત્યાં ધામધુમથી લગ્ન કરી, સર્વને વિદાયગિરી આપી. રાજ્યમાતા, સગુણ અને રણુમલનું જોડું જોઇ હર્ષ પામ્યાં. ચારે કન્યાઓના માબાપ ખુશી થયાં રાજા પાછો વળ્યો ત્યારે કુલણમલે જાન પહેરામણી કરી વિદાયગિરી આપી. વાંસવાડા આવી સમિરમલે પોતાના પુત્રને રાજ્યાભિષેક કરી ગાદી આપી. રાજ્યના પ્રધાનને પુત્ર નહિ હોવાથી તેને અમુક વર્ષાશન બાંધી આપી, પ્રધાનની પદવી જેઠનશાને સોંપી. ગંગારામને રાજ્ય મિસ્ત્રી તરીકે નિમ્યો, અને તેને બારે પગાર બાંધી આપ્યો. ખુદાબક્ષ જમાદારને સેનાધિપતીના હાથ નિચે નિમ્યો, એ રીતે રાજ્યનો બરાબર બંદોબસ્ત કરી. રણુમલે રામ રાજ્ય ચલાવા માંડ્યુ, રાજ્યમાતા ચિરંજીવ્યાં ખુશી થયાં.



જગજ્યોતિ સ્વરૂપ ભગવાનકી જે.



# પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

**અમદાવાદ**—ચોકશી નાથાલાલ દલસુખ.

ઠે. કંદોઇ ઓળ.

**અમદાવાદ**—કંદોઇ નારણલાલ હરીલાલ.

ઠે. બહ્રીની પોળ.

**અમદાવાદ**—પ્રખ્યાત બુકસેલર. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ઠે. ત્રણ દરવાજા.

**ડાકોર**—ગોર. મગનલાલ અનોપરામ.

ઠે. પોસ્ટ ઓફીસ પાસે ડેલામાં.

**વડોદરા**—શેઠ. પ્રેમાનંદ મોલાલ.

ઠે. ઘડીયાળી પોળ. કુબેર આચાર્યના ખાંચે.

**ભરૂચ**—મહુંમ ચોકશી. છોટાલાલ હરીભાઇ.

ઠે. જુના બજારમાં.

**નડિઆદ**—વાંચા. જેઠાલાલ ગડબડદાસ.

ઠે. અમદાવાદી બજારમાં.

**ખેડા**—વૈદ. નાથાલાલ રૂપશંકર.

ઠે. કાકુને ટેકરે.

**વીસનગર**—મહંત. હીરાલાલ તુળશીદાસ.

ઠે. જાની વાડામાં.

**શીયા-માતર**—પટેલ. શંકરભાઇ મુળજીભાઇ.

જી. ભરૂચ, તા. આમોદ.



